૪૨૨૩

# લેઉવા પાટીદારની નાતનો નવો જન્મ.



બનાવનાર.

સ્વજ્ઞાતિ શુભેચ્છક.

નાગરભાઈ શંકરભાઈ દેશાઈ.

મહુવા.




અમદાવાદ

"આર્યોદય" પ્રેસમાં.





સંવત ૧૯૪૫ સન ૧૮૮૯.

કીમત રૂ ૦-૬-૦

# લેઉવા પાટીદારની નાતનો નવો જન્મ.

## આપણા પ્રાચીન આર્ય લોકમાંથી બનેલી નાતો.

આપણા પ્રાચીન આર્ય લોકોનો મૂળ વાસ મધ્ય એશિઆમાં હતો. ત્યાંથી જુદી જુદી ટોળીઓ બંધાઇ પૃથ્વીની ચારે દિશા તરફ જઈ વસ્તી કરી છે તે માંહેની એક જબરી ટોળી હિમાળયના ઘાટોને માર્ગે પંજાબમાં પેઠી, અને આપણા દેશમાં પ્રથમ મૂળ વાસ સિંધુ નદીના સ્થાનકમાં કરી રહ્યા. પછી પાછળથી સીંધુસ્થાની એટલે હિંદુસ્તાની મૂળ વાસનું નામ પડેલું તેજ નામ કાયમ રાખી એ ટોળીના લોકો આગળ જેજે ભાગમાં વસ્યા તે હિંદુસ્તાની કહેવાયા.

એ ટોળીવાળા મૂળ આર્યો એકજ પંકતી કે જ્ઞાતીના હતા અને તેમાંહેનો દરેક ઘરનો ઘરડો અથવા વડીલ હોય તે પુરોહીત એટલે ગોરનું કામ કરતો. અને એ આર્યો ખેતી કરી ગુજરાન ચલાવતા. આ આર્ય કુળવાનો આ દેશમાં આવ્યા તે પેહેલાં આ દેશમાં અનાર્ય કે જંગલી લોકો જે આ દેશમાં વસતા હતા તેમની સાથે યુધ્ધે ચઢનારા આર્યોએ પોતા માંહ્યના વિદ્યાવાન કુળવાળાઓને પુરોહીત કે ગોરનું કામ સોપ્યું. એ રીતે પ્રથમ ગોર કે બ્રાહ્મણની નાત ઉત્પન્ન થઈ. પછી અનાર્યો સાથે યુધ્ધે ચઢી લઢાઇ લઢનારાની રજપુત કે ક્ષત્રીની નાત ઉત્પન્ન થઈ. અને જે આર્યો ફક્ત ખેતી કરતા હતા તેઓ વૈશ કહેવાયા. એ રીતે આર્ય કુળમાંથી બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ એવી ત્રણ દ્વીજ પંકતીઓ ઉત્પન્ન થઇ. અને આર્યો આવતા પહેલાં આ દેશમાં જે જંગલી લોકો વસતા હતા તેઓનું જાતીનામ નહીં હોવાથી અનાર્યો ગણી તેઓ શૌદ્ર કહેવાયા. એ રીતે હિંદમાં મુળ ચાર વર્ણ હતી. તે વર્ણોમાંથી જાતી, ધંધો અને વસવાની જગ્યા આવાં ત્રણ કારણોથી જુદી નાતો બંધાઇ છે. ડાકટર હંટર લખે છે કે હાલના સમયમાં જેઓનાં જુદાં જુદાં નામ છે, અને જે કન્યા આપવા લેવાના વહેવારવાળા જુદા જુદા નોખા વર્ગ ગણાય છે, તેવી ત્રણ હજાર કરતાં જાદે નાતો હિંદુસ્તાનમાં છે. તેમાં બ્રાહ્મણોની ૧૮૮૬ ગોત્રો કે ઉપજાતો છે. અને રજપુત કે ક્ષત્રીનાં ૫૯૦ ગોત્ર છે. તેમજ ૫૨૪ કરતાં જાદે પોતાના ધંધા રોજગારથી બનેલી જાતો કે નાતો છે.

એ રીતે સઘળી નાતો છે તે માંહે આચાર વિચાર અને સુઘડતા ઇ પાળનારી ને દુર્વ્યસનથી રહીત એવી બ્રાહ્મણ, વાણીયા, પાટીદાર, સુતાર વગેરે ઘણીક હીંદુસ્તાનના પશ્ચિમ કાંઠા ઉપર ઉતમ નાતો ગણાયછે ઇંગ્રેજ ઉમરાવ મી. શેપર્ડ સાહેબે તા. ૯-૧૨-૮૭ ને રોજ નડીયાદન સભાના ભાષણમાં સાફ બતાવ્યું છે કે ઉદ્યોગ, સારી વર્તણુંક અને દુર્વ્યસનથી રહીતપણું એ બાબતમાં ગુજરાતના પાટીદારોથી ચઢે તેવો હીંદુસ્તાનમાં એક પણ વર્ગ નથી. વળી નામાંકીત શામળ કવીએ સઘળી વર્ણોમાં પાટીદારની શ્રેષ્ટતાઇની હદ વાળી દીધી છે.

## પાટીદારોનો હેવાલ.

આપણી લેઉવા પાટીદારની નાત પ્રથમ ગંગાના પ્રદેશમાં વસેલી જણાય છે. ઘણા કાળ સુધી એ જગો ઉપર તેઓ સુખ શાંન્તિમાં રહેલા પરંતુ મુસલમાની રાજ્યના બળથી મુળ વતન છોડીને અડાળજમાં આવીને વશેલા જણાય છે. એ ઠેકાણે વસ્તી વધીને બહુ ઘાડી થઇ હશે ત્યારે ત્યાંથી નીકળીને ચરોતર, કાનમ, વાકળ, દસકોશી અને ભાલ વગેરે ગુજરાતના સઘળા ભાગમાં વસ્યા. આ નવી વસાએત થઇ તે વખતે લગ્ન સંબંધી વહેવાર બરોબરી દાવે ચાલતો હતો. અને તેમાં કોઇ કુળવાન કે અકુળવાન હતું નહીં. પણ ત્યાર પછી ગામડાના વાશીઓએ અમદાવાદના રહેવાશી પાટીદારોને શેહેરના રહીશ જાણી પોતાની દીકરીઓને સુખ મળે એવા હેતુથી કન્યાઓ આપવાનો વહેવાર જારી કર્યો. ગામડા વાળાઓ શેહેરના લોકો સાથે કન્યા વહેવાર વધારતા ગયા તેમ તેમ તે લોકો પોતે કુળવાન પદ ધારણ કરતા ગયા. અને કેટલેક કાળે જ્યારે તેમને કન્યા મળવાની ઘણી છુટ જણાઇ ત્યારે તેઓમાં દુરાચાર દાખલ થતો ગયો. તેમણે કન્યાની ઘણી છતથી ફુલાઇજઇ એક ઘણી એશરમી ચાલ દાખલ કરી. એટલે તેમણે કન્યા છાંડવાનું શરૂ કર્યું. કેટલેક વખતે તે એટલુ બધુ વધી ગયું કે ગામડાના લોકો તેથી ઘણા કંટાળ્યા. અને તેમનું કુળવાન પદ ભ્રષ્ટ કરી કન્યા દેવાનો વહેવાર બંધ કર્યો. અને ચરોતર, કાનમ, વાકળ, દસકોશી વગેરે ભાગના પાટીદારો પોત પોતાના માંહોમાંહે બરોબરી દાવાથી એક બીજાને સુખેથી કન્યાઓ આપવા લાગ્યા. આ રીતી ગયા સૈકાની આખર સુધી ચાલેલી છે. અને ત્યાં સુધી સઘળા પાટીદારો સુખ શાંન્તિમાં હતા.

.. વેરાયા પછી જે જે ગામોગાં નવી વસાએત કરી ર-
..વળાં ગામોગાં પાટીદારોજ મોક્ષ એટલે સુખી અને આગેવાનો
ન વસેલા છે. તેમાંથી સરકાર દરબારના યોગે કરીને કેટલાંક ગામો વા-
ઓએ દેસાઇગરીઓ અને અમીનાતો મેળવી નાત જાત તથા રાજ-
બારગાં નામાંકીત પુરૂષો થયા છે. તથા કેટલાએક પોતાના ધંધાથી
રીણુ રહી દોલત મેળવી સારો વૈભવ ભોગવવા લાગ્યા.

એ રીતે સરકાર દરબારના યોગે તથા આગેવાનીના યોગે તથા પૈસા-
કાના વૈભવને યોગે કરીને કેટલાંક ગામો વૈભવવાળાં ગણાવા લાગ્યાં. પણ
તે સઘળાં ગામોના પાટીદારો પોતાની કન્યાઓ એક બીજાને સુખેથી
આપતા અને એ રીતી ગયા સૈકાની આખર સુધી ચાલેલી છે.

પણ ચાલતા સૈકાની શરૂઆતથી નાતમાં કંઈક હરકત આવી પડે-
લી જણાય છે. કારણ સંવત ૧૯૦૫ની સાલે તા. ૧૧ મી
એપ્રીલ સને ૧૮૪૯ ને રોજ નડીયાદ, ગહુધા, સુણાવ, ઓડ, ઉતર-
સંડા, આણંદા, વાંઠવાળી, આણંદ, બોરસદ તથા વીરસદના પાટીદારોએ
ખેડા જીલ્લાના મેહેરબાન કલેકટર સાહેબની રૂબરૂ એવી અરજ ગુજારી
હતી કે અમારાગાં દીકરી પરણાવવા પાછળ જે અઢળક ખરચ થાય છે
તેમાંથી બચાવ થઈ સરકાર મારફત જે રૂ. ૩૧૧ ની તપસીલ બતાવીએ
છીએ એ પ્રમાણે આપવા તથા લેવા પેટલાદ તાલુકાના લોકો ચાલે,
તેની સારૂ તેમની કબુલાત થવી જોઇએ.

એ ઉપરથી પેટલાદ તાલુકાના પાટીદારોએ સંવત ૧૯૦૫ના વૈશાક
વદ ૧૩ ને સનેઉને રોજ મુકરર ઠરાવ લખી આપી તે મુજબ ચાલવા
દેસાઇ રામરાય બાપુરાયે ગાયકવાડી ગામો સમસ્તના પાટીદારો તરફથી
પેટલાદ કચેરીમાં સહી કરી આપી છે.

પણ સરકાર મારફત બન્ને પ્રજાએ કબુલ કરેલો સુધારો લખેલા કા-
ગળો માંહેજ રહેલો જણાય છે. કારણ આ મુદતથી પુરાં વીસ વરસ થ-
યાં નહી તેટલામાં ખર્ચની રકમની હદ નહીં રહેવાથી સંવત ૧૯૨૫ ના
બીજા વૈશાખ વદી ૯ ને ગુરૂવારને રોજ શ્રી ડાકોરમાં સદરહુ સુધારો ક-
રવા લેઉવા પાટીદારોનું પંચ પાછુ ભેગુ થયેલુ જણાય છે.

આ સંવત ૧૯૨૫ ના ઠરાવથી એમ જણાય છે કે વાણીયા અને
બ્રાહ્મણોગાં જેમ જુદી જુદી નાતો છે, તેમ ચરોતરમાંથી તેર ગામની

એક જુદી નાત બાંધી આપણી નાત સાથે કન્યા દેવાનો ગયા એક બે દસકાથી ધીમે ધીમે બંધ પાડવા માંડેલો તે ના આ સમુળગો ચાલનો વહેવાર બંધ કરી તેર ગાંહેજ આપવાનો ઠરાવ કર્યો અને નડીયાદ, વસો, સોજીત્રા, સાવલી અડધી, ભાદ્રણુ, કરમસદ, ધર્મ, તારાપર, ઉતરસંડા, ઓડ, સુણાવ, અણીદ્રા, પહીજ, નાર, મહુધા અ વીરસદ આ સાડા પંદર ગામોની પેહેરામણી અંદર અંદર રૂ ૩૦૧) રાવ્યા. તથા દરાપરા, પાદરા, છાંણી, ઉમારસદ, નવુ ગામ, પલાણા, વ. લવોડ, થામણુ, ચાંગા, દેગામ ને ચલોડા આ ગામોને માન આપી તેમન રૂ ૪૦૧) પેહેરામણીના લેવાના ઠરાવ્યા. અને બાકીનાં ગામોવાળા પાસેથ રૂ ૪૫૧) લેવાના ઠરાવ્યા.

એ પ્રમાણે ઠરાવ કરીને વસો અને નડીયાદનાં બે નામાંકીત ઘરોને લીધે આ તેર વાળાઓ કુળવાન પદ ધારણ કરી બેઠા. અને બીજાં ગામોવાળાઓએ આગળ જેમ અમદાવાદમાં દીકરીને સુખ મળવાના હેતુથીજ પરણાવવાની ચાહેના રાખેલી તેથી ફુલાઈને અમદાવાદીઓમાં દુરાચાર દાખલ થયેલો તેથી તેમનું કુળવાન પદ ભ્રષ્ટ કરવું પડેલુ તે વાત ચરોતરના ઘણાના જાણ્યામાં છતાં ભુલી જઇ વસો અને નડીયાદનાં નામાંકીત ઘરોને લીધે તેમને તથા તેમની નીસબત રાખનારાં ગામોને તથા તે ગામોના તેમના વીસ પેઢીના પીત્રાઈઓને ચરોતર, કાનમ, વાકળ અને દસકોશીના ગામો વાળાઓએ **નવા કુળવાનો** માન્યા. અને ચારે તરફથી તેમને કન્યાઓ આપવા લાગ્યા. આ પચીસની સાલથી એક દસકો પણ પુરો નહી થયો તેટલી મુદતમાં નવા કુળવાનોએ ઠરાવેલો રૂ ૩૦૧) નો આંકડો છોડી દઈ કોઈએ તેરસેં, કોઇએ તેવીસેં, કોઈએ તેત્રીસેં, અને કોઇએ તેતાળીસેં રોકડા પેહેરામણીના લેવા માંડયા. તથા બીજા અખાઓની પણ હદ રાખી નહીં ખરેખર આ ત્રણ દસકાના નવા કુળવાનોને વધારે કન્યાઓ મળવાથી ફુલાઈ જઈ તેમને કન્યા આપનારાઓને હદ બેહદ હેરાન કરવા લાગ્યા. ગુલામ ગણી કાગુણી માફક કુટવા લાગ્યા. પરણેલી કન્યાનો ગુણ દોશ જોયા શીવાય રઝળતી મુકી પેહેરામણીથી પેટ ભરવા ફરી ફરી પરણવા લાગ્યા. તેમજ આ તેરવાળાઓને મન પુરવતી પેહેરામણી સાથે મન પુરવતી કન્યાઓ મળવાથી તેમનામાં એટલો તો દુરાચાર દાખલ થયો કે તેનું બયાન કરવા બેસે તો એક મોટું પુ-

ાક ભરાય. એ રીતે દીકરીના બાપને માથે મોટી આફત આવી પડી.

તેમજ આ તેરવાળા નવા કુળવાનોએ ગયા ત્રણ દસકાથી બીજાં ગા-
સાથે પોતાની કન્યાઓ દેવાનો ચાલતો વહેવાર બંધ કર્યો. તેથી એ
વાળા તરફથી આવી પડેલી કન્યા મળવાનો ખોટ વચલા વાંધાના ગા-
ના લોકો નાનાં ગામો તરફથી મેળવવા લાગ્યા. તોપણ વચલા વાંધાના
મોને કન્યા મળવાની ઘણી મુસ્કેલી પડી. તેમજ તે આફતમાંથી બચ-
પોતાની સાત પેઢીથી નહીં સાંભળેલાં સાટાં તેખડાં પણ કેટલાક કરવા
ાગ્યા. એ રીતે દીકરા તથા દીકરીઓ પરણાવવાની આફતથી હેરાન
વા લાગ્યા.

આ આફતમાંથી પોતાનો બચાવ થવા તેરવાળાઓની પેઠે દસકોશી
ને ચરોતરનાં કેટલાંક ગામોવાળાઓએ થોડાં થોડાં ગામોની કેટલી ના-
નાની નાતો બાંધી. જેઓ એ રીતે તેરવાળાની પેઠે પોતાની જુદી
ી નાતો બાંધી બેઠા તેઓ ઉપરના દુખમાંથી મુક્ત થઇ તેરવાળાની
ж કુળવાનો બની સુખી થયા.

પણ ચરોતર અને કાનમનો નાતનો બોળો ભાગ તેરવાળા નવા કુ-
ળવાનોને કન્યા આપવા જ્યારી રહ્યો. અને તેમાં વળી થોડા વખત અગાઉ
જે નાતમાં મોટા નાની ગામોનાં પગથીઆં હતાં તે મુજબ કન્યાઓ અ-
પાતી તે તજી દઇ સઘળાં છુટાં ગામોના તમામ પાટીદારો પોતાની કન્યા-
ઓ તેરવાળા નવા કુળવાનોનેજ આપવા લાગ્યા. આમ થવાથી એ તેરવા-
ળાઓની કન્યાઓ માંહોમાંહે પરણાવતાં પણ ભારે ખરચ પડવા લાગ્યો.
એ રીતે આખી નાત આફતમાં આવી પડી.

આ આફતમાંથી સુધારો થઇ નાતનો બચાવ થવા માટે મહુધાના
શુભેચ્છક મીત્ર મંડળે સંવત ૧૯૩૮ના જેઠ શુદી ૮ ને રોજ શ્રી વડતાલ
મુકામે કેટલાક ગામોની સંમતીથી નાત ભેગી થવા ઠરાવ્યું. અને તે મુ-
જબ ભેગા થયા બાદ મહુધાના નાત શુભેચ્છક મીત્ર મંડળને સાફ મા-
લમ પડયું કે કુળના જુઠા કુંટાના જુસાના આવેશને લીધે પુરતી રીતે
અંદર અંદર ખાનગી રીતે સુધારો થવાને મુસ્કેલ છે. તોપણ તેથી હીં-
મત નહી હારતાં સરકાર મારફત સુધારો મેળવવા સદરહું મીત્ર મંડળ
ધારી રહ્યું. આ મહુધાના નાત શુભેચ્છક મીત્ર મંડળે સરકાર મારફત-
ેજ જે સુધારો મેળવવા અરજ ગુજારી તે અરજમાં બીજાં ગામો તરફ-

થી પુરતી રીતે પુષ્ટી મળી. તેથી સરકારે લેઉવા પાટીદારોનાં વભાંવાળ ગામોની એટલે કુળવાન ગામોની તથા તેમને કન્યાઓ આપનારાં ગામો છોકરા અને છોડીઓની જન્મ મરણની ખાસ નોંધ રાખવા માંડી. તો તપાસથી સરકારને છોકરીઓનાં ખુન થવા બાબત મજબુત શક ઉત્પ થતો ગયો. તેથી મુંબઈ સરકારે ઉત્તર વીભાગના કમીશનર મેહેરબ જી. એફ. શેપર્ડ સાહેબ મારફત એ વિશે વધુ વિચાર કરવા માંડ્યો.

જે ઉપરથી નામદાર શેપર્ડ સાહેબે ઈંગ્રેજી તથા ગાયકવાડી બન્ને જાનો એકત્ર તપાસ થઇ સંપુર્ણ રીતે સુધારો થાય તેને માટે હિંદુ ઉમ રાવ ત્ર્યંબકરાય વ્રજરાય સુબા સાહેબ ઇલાકે ગાયકવાડ, એમની સહાયત લઇ ગુજરાતનાં નાનાં મોટા તમામ ગામોના લેઉવા પાટીદારોને આમંત્ર પત્ર મોકલી તા. ૯ મી ફેબ્રુઆરી સન ૧૮૮૮ સંવત ૧૯૪૪ મહાવ ૧૩ ને રોજ શ્રી ડાકોર મુકામે મોટી ઝાહેર સભા ભરી.

## ડાકોરની ઝાહેર સભાનો ટુંક હેવાલ.

નામદાર ઇંગ્રેજ ઉમરાવ જી. એફ. શેપર્ડ સાહેબ ઉતર પ્રાંતના કમીશનર સાહેબ બહાદુર તથા હીંદુ ઉમરાવ ત્ર્યંબકરાય વ્રજરાય સુબા સાહેબ. આ બંને ઉમરાવોના આમંત્રણ પત્ર ઉપરથી શ્રી ડાકોર મુકામે ઈંગ્રેજી તથા ગાયકવાડી ગામોના પાટીદારોની આશરે દસહજાર માણસોની ઝાહેર સભા ભરાઇ. હું તો ધારૂંછું કે અડાળજથી વેરાયા પછી એક વખતે એકજ સ્થળે સઘળાં ગામોના પાટીદારોની આવી મોટી સભા કદી ભરાઇ નથી. સભા સ્થાનકને માટે ડાકોરના સ્ટેશન નજીક સુંદર જગ્યામાં એક વિશાળ ચંદની તથા મોટા મંડપો બાંધવામાં આવ્યા હતા.

## આ સભાનો વખતવાર હેવાલ નીચે મુજબ.

**તા. ૮—૨—૮૮ સંવત ૧૯૪૪ ના માહાવદી ૧૨ ના સાંજના ચાર વાગે ભરાએલી સભાનો હેવાલ.**

**સુંદર સભા સ્થાનકમાં સભાપતિની ખુરસીએ ઇંગ્રેજ ઉમરાવ મી. શેપર્ડ સાહેબ તથા હીંદુ ઉમરાવ ત્ર્યંબકરાય વ્રજરાય બહાદુર. આ બંને ઉમરાવો બીરાજ્યા. અને સઘળા સભાસદોની ઠઠ સભા સ્થાનક ભરાઈ. નામદાર ઉમરાવોએ હોદાનો આવેશ નહીં ધરાવતાં મીત્ર ભા સઘળી સભાને વિનતિ કરી કે તમારી લેઉવા પાટીદારોની નાત હાલ**

સ્થિતિમાં ચાલે છે અને તેમાં હાલમાં કોઈ પણ પ્રકારની હરકત તા આફ્ત છે કે નહીં અને જો હોયતો કેવા પ્રકારની હરકત અથવા ફતો છે અને તે કેવી રીતીઓ યોજવાથી દુર થાય તે વિશેની સવીર હકીકત જાણવાની હમારી ઇચ્છા છે. તેને માટે જે હકીકત જેને કહેવી હોય તેમાં કોઈ પણ માણસનું ખાસ નામ દેવું નહી પણ જાહેરકરનારનું તથા તેના પ્રતિપક્ષિના ગામનુંજ નામ દેવું. આવી સુચના થયા પછી નાતના એક નામાંકિત સદગ્રહસ્થ સરદારે ઉભા થઇ સવાલ કર્યો તે એ કેઃ—

**હું એક નડીયાદનો દેશાઇ છું.** તે નામદાર ઉમરાવોને નમ્રતાપુર્વક વીનતી કરી અરજ ગુજારૂ છુ કે અમારી લેઉવા પાટીદારની નાત ગયાં પચાસ વરસથી એક સંપથી એકત્ર સુધારો કરવા ઘણી વખત ભેગી થઇ પણ નાતના ઓહોળા જથાને લીધે તથા કુળના કુંટાના આવેશને લીધે વારંવાર તે મેહેનત નીશ્ફળ ગઇ છે. અને તેથી નાતમાં પેહેરામણી વગેરે લેવાના અખાઓની હદ રહી નથી. તેથીં દીકરીના બાપને માથે એટલી તો આફ્ત આવી પડી છે કે તેની હદ નથી. તેથી નાતમાં ઘણો કુસંપ થવા લાગ્યો છે. માટે આ વખતે એવી રીતે સુધારો થવો જોઇએ કે આખી લેઉવા પાટીદારની નાત એક સંપથી ચાલે. અને એમ થશે ત્યારેજ નાત સુધરશે. માટે સરકાર મારફ્ત પાકો સુધારો થવો જોઈએ. એટલુ કહી રજા માગી નીચે બેઠા. કે તુરત બીજો સવાલ થયો તે એકેઃ—

**હું એક નડીયાદ કાકરખાડનો પાટીદાર છું.** તે નામદાર ઉમરાવોને નમ્રતા પુર્વક અરજ ગુજારૂ છું કે અમારી પાટીદારની નાતમાં કોઈ પણ પ્રકારની હરકત નથી. જેને જે પ્રમાણે મળતર હોય, તે પ્રમાણે તે પોતાની દીકરીઓ પરણાવવા પાછળ ખરચ કરેછે. જે કંઈ આપેછે, તથા લેછે, તે સર્વ ખુશીથીજ બને છે. કોઈના ઉપર જોર જુલમ કે બળાત્કાર કોઈ કરતું નથી. માટે નાતમાં કોઇ પણ પ્રકારની હરકત નથી. તેથી વધારે સુધારો થવાની જરૂર નથી. એટલું કહી રજા માગી નીચે બેઠા. કે તુરત બીજો સવાલ થયો તે એકેઃ—

**હું એક ડભાણ ગામનો પાટીદાર છું.** તે નામદાર ઉમરાવોને વિનતિ કરૂં છું કે નડીયાદ કાકરખાડનો જે પાટીદાર એમ બોલે છે કે નાતમાં કોઇ પણ જાતની આફ્ત નથી એજ માણસના ઘરમાં મારી દીકરી

પરણાવીને મેં વળાવી હતી. તેણે જુઠા અબાબના રૂપૈયા મારી પાસેથી
વા સારૂં મારી દીકરીનું તમામ મારૂં કરાવેલું ઘરેણું કાઢી લઇને પ
દીવસથી મારે ઘેર કાઢી મુકી છે. જે માણસ નાતમાં હરકત અને આફ્
કરનારા છે, અને ગેર વર્તણુંકે વર્તે છે, તેઓજ પોતાની ભુલ છુપાવ
આપના આગળ જુઠાં ડાહાપણુ કરે છે. તેનો તેમની સમક્ષ હું પાકો પુ-
રાવો આપુછું. એમ કહી રજા માગી નીચે બેઠા. કે તુરત બીજો સવા-
લ થયો તે એકેઃ—

**હું એક મહુધા કસ્બાનો પાટીદાર છું.** તે નામદાર ઉમરાવોને સલામ સાથે વીનતી કરૂં છું કે અમારી લેઉવા પાટીદારની નાતમાં દીકરી પરણાવવા પાછળ પેહેરામણી તથા બીજા અબાબોની હદ રહેલી નથી. જેણે પેહેરામણીના ત્રણસે રૂપૈયા લીધેલા તેઓએજ કોથળાના અબાબ-ના તેરસેં લીધા. અને તે લેવા આપવામાં વાંધો પડે તો પરણેલી કન્યાનો કંઇ પણ ગુણ દોષ જોયા શીવાય ફરી ફરીને પરણે છે. આમ થવાથી નાતમાં કુસંપ વધ્યો છે. માટે સરકારે દરમીયાનગીરી કર્યા શીવાય નાત સુધરવાની નથી. એટલું કહી રજા માગી નીચે બેઠા. કે તુરત બીજો સ-વાલ થયો તે એકેઃ—

**હું એક ઉતરસંડાનો પાટીદાર છું.** તે નામદાર ઉમરાવોને ન-મ્રતા પુર્વક વિનતિ કરૂંછું કે પાટીદારની નાતમાં લગ્ન વગેરે ક્રીયામાં હાલ-માં એવા અનિયમીત ધારા દાખલ થયા છે કે જેથી તે ક્રીયા કરનારની હીંમત ચાલતી નથી તોપણ તેમ કરવા પ્રયાસ કરવો પડે છે. એથી નાત આફતમાં આવી પડી છે. તેથી સરકારને પણ અમારી નાત ઉપર શક ઉપન્ન થયો છે તે દુર થવા તથા નાતને સુધારા ઉપર લાવવા સરકારે ખાસ દરમીયાનગીરી કરવી જોઇએ. એટલું કહી રજા માગી નીચે બેઠા કે તુરત બીજો સવાલ થયો તે એ કેઃ—

**હું એક નડીયાદ કાકરખાડનો પાટીદાર છું.** તે નામદાર ઉ-મરાવોને સલામ સાથે વિનતિ કરૂંછું કે પાટીદારની નાતમાં કોઇ પણ જાતની હરકત નથી. અમારા કુળવાનોએ કોઇની પાસેથી પેહેરામણી અ-ગર બીજા અબાબ જબરાઇ કે બળાત્કારે માગ્યા નથી. પણ બીજાઓ તેમનાં સગાંની સીફારસ લાવી પૈસાની લાલચ બતાવી ઘણી આજીજી સાથે પોતાની ખુશીથીજ આપે છે. તેમાં અમારા કોઈ પણ કુળવાનો દો-

ષવાન નથી. એટલું કહી રજા માગી નીચે બેઠા કે તુરત બીજો સવાલ થયો તે એ કેઃ—

**હું એક પીજનો પાટીદાર છું.** તે નામદાર ઉમરાવોને નમ્રતાપુર્વક વિનતિ કરૂં છું કે અમારા તેર ગામોવાળા જેઓ કુળવાન મનાયા છે, તેઓ સઘળા **ચોર** છે. અને **લુંટારૂ** છે. અને તે સઘળા **ચોર** અને **લુંટારૂ** માંહેનો હું એક **ચોર** અને **લુંટારૂ** છું. આ સભામાં પ્રસીદ્ધ રીતે ઝાહેર કરવામાં આવ્યું કે જે કુળવાને પેહેરામણીમાં ત્રણસે રૂપીઆ લીધેલા તેમણેજ કોથળાના અબાળના તેરસેં લીધા. અને બીજા અબાળોની હદ રાખી નહીં. એવું જે ઝાહેર થયું તે બરોબર વાજબી છે. અને એજ પ્રમાણે **ચોર** અને **લુંટારૂ**ની માફક મેંજ આપ્યા છે, તથા લીધા છે. હું સ્પષ્ટ રીતે નામદાર ઉમરાવોને ઝાહેર કરૂં છું કે અમારા તેર ગામોના કુળવાનોએ કુળવાન પદ તજી દઈ **ચોર** અને **લુંટારૂ**નું પદ ધારણ કર્યું છે. માટે સરકારે વધારે પુરાવાની જરૂર નહીં રાખતાં પાકો સુધારો કરવો જોઈએ. એટલું કહી રજા માગી નીચે બેઠા કે તુરત બીજો સવાલ થવા કેટલાએક તેરવાળા વીચાર કરવા લાગ્યા તે એ કેઃ—

## આ વખત તેરગામોના કુળવાનોએ અંદર અંદર કરેલો વિચાર.

### (કુળનો અર્થ.)

• • (આ વખતે આપણે સંગતીથી એટલોજ બારીક વીચાર કરવાનો છે કે પીજના નાત શુભેચ્છકે આપણું પોગળ ખુલ્લું કર્યું, તે બરોબર ને વાજબી છે. આપણુ સઘળા કુળવાનોએ આપણાં માંહોમાંહે દીકરી પરણાવતાં પણ તેર બહારનાના કરતાં બહુજ લુટવા લાગ્યા ને આપવા લેવામાં કસર રાખી નહીં. વળી બહુજ બારીકીથી વીચાર કરતાં આપણને સાફ માલમ પડેછે—કે આપણા તેર ગામોમાં તેર બહારની કન્યાઓ પરણાવવા આપણાં જેટલાં છોકરાં ઉછરેછે તેજ આપણાં તેર ગામના છોકરા પરણાવવા આપણી તેરગામની દીકરીઓ કેમ નહીં ઉછરે વારૂ? ખરેખર બહારની કન્યા પરણાવવાને આપણામાં જેટલા છોકરા મળી આવેછે, તેજ આપણા માંહેના છોકરા પરણાવવા આપણા માંહેની કંન્યાઓ પણ મળી આવેજ. તો તેથી સાફ સાબીત થાય છે કે તેર બહારનો કોઈ એક માણુસ એક

પણ કન્યા આપણામાં હવેથી નહીં પરણાવવા આવે તોપણ આપણાં તેર ગામોની કન્યાની છતેજ આપણાં તેર ગામોનાં છોકરાંનું કન્યા પરણવાની બાબતમાં બરાબર પોષણ થશેજ. માટે આપણે તેરવાળાઓને તેર શીવાયના બીજા બહારના એકે ગામની કન્યાની જરૂર નથીજ. આ મુદ્દાનો ખરો સવાલ આ વખત જાહેર કરીશું. અને તે પ્રમાણે હવેથી બીજાઓ વર્તશે તો આપણાં ગામોને માથેથી જે શક આવેલો છે તે સમુળગો કમી થશેજ. અને આખી નાત સુખશાંન્તિમાં ચાલશે. માટે આ વખત આપણે એ ખરો સવાલ કરી આખી નાતને ઝાહેર કરવું જોઈએ, એમ વીચાર કરી, સઘળા તેરવાળા તરફથી સવાલ કરનાર વકીલ ઉભો થયો).

**હું એક કુળવાન તેર ગામો તરફનો વકીલ છું.** તે નામદાર ઉમરાવોને નમ્રતા પુર્વક વીનતી કરી આ ઝાહેર સભામાં આખી નાતને ઝાહેર કરૂ છું કે ત્રણ દસકાથી અમારાં તેર ગામોની જુદી નાત અમે બાંધી. આખી નાત સાથે કન્યા આપવાનો વહેવાર અમારા તેર વાળાઓએ બંધ કર્યો. તેજ વખતથી જો તેર બહારનાએ કોઈ એકેયે તેર બાહારની એક્કે કન્યા અમારા તેરમાં નહીં પરણાવી હોત તોપણ અમારી તેર ગામોની કન્યાની છતેજ અમારાં તેરે ગામોનાં છોકરાંને કન્યાઓ ગળત. એમ છતાં આજ દીન સુધી બહારનાઓએ અઢળક પેહેરામણી સાથે જે અમારામાં કન્યાઓ પરણાવી તેમાં તેમની મોટી ભુલ છે. અને હાલમાં પણ અમારાં તેરે ગામોમાં ભણેલી ગણેલી અને કેલવણી પામેલી પુષ્કળ કન્યાઓ છે. અને તેટલી અમારાં તેર ગામોની કન્યાની છતેજ અમારાં તેરે ગામોનાં છોકરાંને કન્યા મળવાનું પોષણ થશેજ. **માટે અમારે તેર બહારની એકકે કન્યાની જરૂર નથી.** તેથી બહારનાઓએ આ અમારા ખરા સવાલનું વીવેચન કરી તેજ પ્રમાણે હવેથી તો વર્તવુંજ જોઈએજ. અને શુભ રીતીસર હવે પછી ચાલશે તો આપણી નાતને માથે આવેલો શક હવેથી તદન નાબુદ થશે. એટલું કહી રજા માગી નીચે બેઠા. પછી કેટલાક સવાલ જવાબ થયા.

ત્યાર બાદ નામદાર ઉમરાવોએ બીજે દીવસે સવારના સાત વાગે સભા ભરાવાની સુચના કર્યા પછી સભા બરકાસ થઇ.

**આ સભા વિસરજન થયા પછી તેર બહારના જેઓએ કુળવાન માની હજારો પૈસા ખરચી દીકરીઓ** પરણાવેલી તેવાઓ

તો પોતાના મુકામપર જતાં દીગમુઢ બની ગયા. તેમણે ભાષણનું વીવેચન કરતાં સાફ માની લીધું કે આપણે કુળ માની કન્યા આપવા ગયા તેથી પૈસા ને કન્યા બંને નકામાં આપેલાં ર્ક્યા જેવુંજ બન્યું. માટે હવે પછી તો કુળ માની કન્યાઓ નહીં આપતાં પોતપોતાની જુદી જુદી નાતો બાંધી કન્યાઓ આપવા ઠરાવ કરવો જોઇએ. હશે હવે આપણે ભેગા થઈ આ દેવભુમી માંહેજ પાકો દસ્તાવેજ કરી અહીંઆંથી વેરાવું એમ થાય તો ઘણું સારૂ. જોઇએ વારૂ આવતી કાલની સભાથી શું સમજાયછે, તે જોયા પછી વીચાર. એ રીતે કેટલાક તેર બહારના વીચાર કરતા કરતા પોતાના મુકામ પર ગયા.

## તા. ૯-૨-૮૮. મહાવદી ૧૩ ના સવારના સાત વાગે ભરાએલી સભાનો હેવાલ.

નામદાર ઉમરાવોની સુચના મુજબ સવારના સાત વાગે સભા સ્થાનકે સઘળી સભા ભરાઈ. અને પ્રમુખ સ્થાને નામદાર ઉમરાવો બીરાજ્યા. બાદ સઘળી સભાને એક ઝાહેરનામું વાંચી સંભળાવ્યું કે તમારી નાત સુધારાને માટે તમો એક સંપથી કોઈ પણ એક ઠરાવને આધારે ચાલશો તેમાંજ તમારૂ હીત રહેલુંછે. એ પ્રમાણે સમજુત આપ્યા પછી સંવત ૧૯૨૫ની સાલના આજ ડાકોર મુકામે નાતે કરેલા ઠરાવમાં સુધારો વધારો કરી આખી નાતને વાંચી સંભળાવવામાં આવ્યો. તેમાં એવો ઠરાવ હતોકે સાડાતેર કુલીન ગામોની પરઠણુ અંદર અંદર ત્રણસેં એક અને બીજાં ગામોને માટે કંઇક વધારેનો ઠરાવ જાહેર કર્યો. પણ આમ જો ઠરાવ થાય તો આખી નાતને ' એદીલી ઉતપન્ન થાય એમ જણાયું. તેમાં વીશેશ મહુધા અને વીરસદના આગેવાનોએ આ વખત તકરાર લીધી કે આખી નાતને માટે એક સરખો ઠરાવ થવો જોઈએ. વળી અમારાં મહુધા અને વીરસદ એ બંને ગામોના તો સંવત ૧૯૨૫ ના ઠરાવમાં ત્રણસેં એક ઠરેલા છે. અને હાલ વધારે સુધારો થવાનો હેતુ છે માટે આખી નાતનો એકજ સરખો ઠરાવ થાય તેમાં ત્રણસેં એકથી પણ કમી રકમ ઠરાવવી જોઈએ.

આવી સુચના થયા પછી તેરવાળાઓએ પોતાના વકીલ મારફત વળી ફરીથી સઘળી સભાને ઝાહેર કર્યું કે અમારે તેર ગામોને તેર બહાર-

ની એકે કન્યાની જરૂર નથી કારણ ભણેલી ગણેલી અને કેલવણી પામેલી પુષ્કળ કન્યાઓ અમારા તેર ગામોમાં છે. વળી સરકારને પણ ઝાહેર કર્યું કે અમારો ઠરાવ અમે નક્કી ઠરાવી તે મુજબ ચાલવા અમો સરકારને ઝાહેર કરીશું.

ઉપર પ્રમાણે ઠરાવ થયા પછી તેર શીવાયની આખી નાતને સાંજના ચાર વાગે સભામાં આવવા ફરમાવી સભા બરકાસ્ત કરી.

**તા. ૯-૨-૮૮ મહાવદી ૧૩ ની સાંજની સભાનો હેવાલ.**

નામદાર ઉમરાવોની સુચના મુજબ તેર શીવાયની આખી નાતને સાંજના ચાર વાગે આવવા ફરમાવેલું, પણ તેને બદલે બે વાગે સભા સ્થાનકમાં સભા ભરાઈ ગઇ.

## આ વખત આ પુસ્તક કર્ત્તાએ નાતને કરેલું ભાષણ.

સઘળી નાતની રજા લઈ નમ્રતા પુર્વક વીનતી કરૂં છું કે આ દેવ ભુગીમાં આપણી નાતની ભરાએલી આ મોટી બાદશાહી ઝાહેર સભામાં આપણો ત્રણ દસકાથી તેર ગામના નવા ગાનેલા કુળવાનોના વકીલે બને ઉમરાવોની સમક્ષ સાફ ઝાહેર કર્યું કે અમારાં તેર ગામોનીજ કન્યાની છતેજ અમારાં તેરે ગામોનાં છોકરાંને કન્યા મળવા બાબતમાં બરોબર પોષાય તેમ છે. તેથી અમારે તેર બહારની એકે કન્યાની જરૂર નથી.

આવું જે ઝાહેર સભામાં ખુલ્લી રીતે ભાષણ થયું, તેનું જો વીવેચન કરશો તો આપણને સાફ માલમ પડશે કે એ તેરવાળાઓએ ત્રણ દસકાથી આખી નાત સાથે ચાલતો કન્યા દેવાનો વહેવાર બંધ કર્યો, તેજ દીવસથી આપણે આ બાબત આપણી ભુલ સુધારી વીચારવાનું હતું. તેમ છતાં જુઠું કુળ માની જ્યાં તેમની કન્યાની છતને લીધે આપણી કન્યાઓની કંઇ પણ જરૂર નથી ત્યાં અનજાણપણે આજ સુધી અઢળક પૈસા સાથે જે કન્યાઓ આપી, તેમાં આપણી મોટી ભુલ થઈ છે. અને તેથી આપણને મોટું નુકશાન પોહોચ્યું છે. જુઠા કુળને વળગી આપણાં સઘળાં ગામોએ મળી જે લાખો લાખ રૂપીઆ તેરવાળા પછવાડે ખરચ્યા તે સઘળા કાળી ચીથરીએ બાંધી કુવામાં નાંખ્યા જેવુંજ બન્યું. અને આ જે પૈસાનું નુકશાન થયું, તેથી તો કંઇ આપણને બીજી હાની પહોચવાની નથી પણ સૌ કરતાં અધીક મોટું નુકશાન એ થયું કે એમણે જુદી નાત બાંધી ત્યારથી તે આજ દીન સુધી તેરવાળાને જે નકામી ક-

ન્યાઓ આપી. તેમાંની જો એકે કન્યા કોઇએ નહીં આપી હોત તો પણ એ તેરવાળાની કન્યાની છતેજ એમનાં છોકરાં પરણત. અને તેને બદલે આપણી કન્યાઓ આપણા માંહોમાંહેજ આપી હોત તો આપણામાં કન્યા મળવાની જે આફત આવી પડી છે તે રહેત નહીં.

જો આપણી કન્યાઓ આપવા માટે આપણે તેરવાળા કુળવાનો માનીએ તો એ તેરવાળાઓને એમની કન્યાઓ આપવા માટે નવા બીજા તેરવાળા કુળવાનો ઠરાવવા જોઈએજ. પણ તેમતો છેજ નહીં. તો પછી એ તેરવાળા કુળવાનો ગણાયજ નહીં. વળી તેમણે આ ઝાહેર સભામાં કબુલ કર્યું કે અમે કુળવાનો નથી પણ ચોર અને લુટારૂ છીએ, તોપછી આજદીન સુધી જુઠા કુળને વળગી જેટલી નકામી કન્યાઓ આપી એ આપણી મોટી ચુક થઇ છે તે ચુક આ વખત સુધારીને હવે પછી આજદીનથી તેરવાળાને કુળમાની નકામી કન્યાઓ આપવીજ નહીં. એવું-આ દેવ ભુમીમાં દેવ અને રાજાંની સાક્ષીથી આપણે સઘળાએ કબુલ કરવું જોઇએ.

ખરેખર હું નકી ઝાહેર કરૂંછું કે જાણે આપણે હરદમ બેસવાની એક સુંદર બેઠક છે તે નીચે ઘણા વખતથી એક ઝેરી સાપ રહેતો હોય તે બેઠક અજાણપણે હરખથી વાપરીએછીએ પણ જયારથી પેલા ઝેરી સાપના રાફની ખબર પડે ત્યારથી એ સુંદર બેઠક ત્યાગ કરીએ છીએ. તેજ મીસાલે તેરવાળાને આજદીનથી કુળ માની નકામી કન્યાઓ આપવી. જ નહીં. પણ બરોબરી માની આપણા માંહોમાંહેજ આપવી એવું નકી નીરમાણ કરવું જોઇએ.

અને આપવા લેવાનો મુકરર ઠરાવ સરકાર મારફત ઠરાવી તેજ આધારે આપણે સઘળાએ હવે પછી ચાલવું. અને જો આપણે એમ નીરમાણ કરીશું તોજ સુખી થઈશું. એ વગેરે અસરકારક ભાષણ કરી રજા માગી નીચે બેઠા.

ત્યાર બાદ ઠેરવેલે ચાર વાગે નામદાર ઉમરાવો સભા પતીની ખુરશીએ આવી બીરાજ્યા. તે વખતે સઘળી સભા વચે પેહેરામણી અને બીજા અબાઓના મુકરર ઠરાવનો મુસદો વાંચી સંભળાવવામાં આવ્યો. તે સઘળી સભાએ ઘણા હર્ષથી કબુલ કર્યો. પછી સઘળી સભાએ આગ્રહ પુર્વક ખાએસ બતાવી વીનતી કરી કે તેર કુળવાન ગામોવાળા એ-

મના જુના રીવાજ મુજબ પ્રથમ અમારા ગામોના જે કુટુંબને કન્યા આપે, તેજ કુટુંબવાળો પાછી કન્યા આપી શકે તે શીવાય કોઈએ તેર ગામોમાં કન્યા આપવીજ નહીં. એ પ્રમાણે અમારી આખી નાત ચાલે, તેને માટે અંગ્રેજી તથા ગાયકવાડી રાજ્યનો એક સરખો કાયદો સરકાર મારફત થવો જોઇએ. આવી અરજ ઉપરથી નામદાર ઉમરાવોએ સઘળી સભાને ફરમાવ્યું કે હાલ જે મુસદ્દો વાંચવામાં આવ્યો તે મુસદાની અકેકી નકલ કાયદાને આધારે છપાવી તમારા દરેક ગામના પટેલ તલાટીની મારફત તમારા ગામોના ઘર આગળ રહેલા તમામ મરદોને વાકેફ થવા મોકલવામાં આવશે. તેથી વાકેફ થઇ તમારા ગામોના તમામ પાકી ઉમરના મરદોની સદરહુ મુસદાની કબુલતની સહીઓ અમારી હજુર આવશે. એટલે પછી એ બાબત સરકારમાં લખાણ કરવામાં આવશે. તે પ્રમાણે સઘળી સભાએ સહીઓ આપવા કબુલ કરીને નામદાર ઉમરાવોનો મોટો આભાર માન્યો. પછી સભા બરકાસ થઈ. એ રીતે મોટી બાદશાહી ઝાહેર સભા વીસરજન થયા પછી ડાકોરના દેવ મંદીરમાં ત્રણ દસકાના તેર ગામના નવા માનેલા કુળવાનો સીવાયના બાકીના ગામોના પાટીદારોની ભરાએલી સભાનો હેવાલ નીચે મુજબ.

## તા. ૧૦-૨-૮૮ મહાવદી ૧૪ ને રોજ ડાકોરની દેવભુમીમાં દેવસમક્ષ ભરાએલી સભાનો હેવાલ.

ત્રણ દસકાના નવા માનેલા કુળવાન તેર ગામો વાળાઓએ આ મોટી બાદશાહી ઝાહેર સભામાં પોતાનાં કુળમદનાં હથીઆરો આબેહુબ છોડી દઈ પોતાની એક જુદી નાત કબુલ કરી ચાંલ્યા ગયા. તેથી કુળને વળગી રહી જેમણે પૈસા ને કન્યાઓ ત્રણ દસકાથી નકામી આપેલી તેવા તેર શીવાયના ઘણાં ગામોવાળાઓ ભેગા થઇ વીચાર કરવા લાગ્યા કે આપણે સઘળાઓએ ત્રણ દસકાથી અઢળક પૈસા સાથે તેરવાળાઓને નકામી કન્યાઓ આપી. તેમાં આપણી છચોક ભુલ થઈ છે. તે વાત નામદાર ઉમરાવોએ આ ઝાહેર સભા ભરવાથીજ આપણને માલમ પડી. માટે આપણી આજે મોટી ભુલનો સુધારો કરી સારે રસ્તે ચઢાવનારા નામદાર ઉમરાવોને માનપત્ર આપવું જોઈએ. તે સઘળી સભાએ કબુલ કરી, તેથી ઘણા ગામોની સહીઓનું એક સારૂ માનપત્ર મોકલવામાં

આવ્યું. આ સભામાં જે પાટીદારો બીરાજેલા હતા, તેઓ માંહેના કેટલા-એક મોટા રાજાનું રાજ્ય ચલાવનારા દીવાનો, કારભારીઓ અને ઇંગ્રેજ સરકારના રાજ્યમાં ન્યાયાધીશની કોરટોમાં ન્યાય કરનારા માજીસ્ટ્રેટો, કારકુનો મેહેતા મુત્સદીઓ વગેરે ઘણા વિદ્વાનો બીરાજેલા હતા. તે સઘળા-ઓએ વિચાર કર્યો કે આપણા ઘરોમાં તેર ગામોની કન્યાઓ આપતા તે હજી હયાત છે. તે મુજબ ચાલતો રીવાજ તેમણે આપણી હેડીમાં ફક્ત ત્રણ દસકાથી બંધ કર્યો. તો તેજ વખતથી આપણે આપણી ભુલ સુધારી તેમને કન્યા દેવાનો રીવાજ બંધ કરવાનો હતો. તો તેને બદલે આજથી હવેપછી ચાલવા આપણે આ વખત એક ઘણો મજબુત પાકો દસ્તાવેજ કરવો જોઇએજ. તે વખત એક રાજાનુ રાજ ચલાવનાર દીવાને સભામાં ઝાહેર કર્યું કે અરે ભાઈ ઘડી પછી વીચાર ફરી જાય માટે આપણે દીકરા દીકરીઓ આ દેવ ભુમી માંહેજ આ વખતે લાવી પરણાવવી જોઇએ અને જાનની ક્રીયા પાછળથી કરવી જોઇએ, ત્યારે એક વીદ્વાન કારભારીએ ઝાહેર કર્યું કે, સરકાર જે એવો ઠરાવ કરી આપનાર છે કે તેર કુળવાનોના જે કુટુંબનો પ્રથમ આપણામાં કન્યા પરણાવે તેજ કુટુંબમાં આપણા માંહેનો ફક્ત પોતાની કન્યા આપી શકે તે શીવાય કોઈએ કુળ માની તેરમાં કન્યા પરણાવવી નહીં. માટે તે પ્રમાણે જો સરકાર ઠરાવ નહીં કરે તો આપણે સઘળાઓએ ભેગા થવા એક સરકારી સ્ટાંપના કાગળ ઉપર અરસપરસનો ઘણો મજબુત કેરાર (આગળ ૭૫ ગામોએ મળી કર્યો છે તેજ) કરીશું. પણ આજદીન-થી આપણાં ગામોમાંથી કોઇ કુળ માની તેરમાં કન્યા આપે નહીં તેવો પોતપોતના ગામે સઘળા આં સભાના આગેવાનો જાય કે તુરત નાતશી કાયદાથી બંદોબસ્ત કરી દેવો. અને સરકારનો કે ખાનગી ઠરાવનો આ-ધાર દુર રાખી આપણે સઘળાઓએ આ વખતેજ એક મોટો મજબુત દસ્તાવેજ પોતપોતાના હૃદયમાં સોનેરી અક્ષરે પોતપોતાના લખીતંગનોજ **શ્રીરણછોડરાયની** સમક્ષ કરી તે પ્રમાણે ચાલવા દેવ અને રાજાના બંધ-નમાં પડીને પછી અહીઆંથી સભા બરકાસ કરી પોત પોતાના ગામે જવું. આ ઠરાવ સઘળી સભાને ઘણોજ પ્રીય લાગ્યો તેથી ઘણાજ હર્ષથી તે મુજબ કરેલો દસ્તાવેજ નીચે મુજબ.

# દેવ સાક્ષીથી દેવ ભુમીમાં કરેલા મનસ્વી–કરાર.

સંવત ૧૯૪૪ મહાવદી ૫ થી બેઠેલા †સત્યયુગના પ્રારંભ દીને આ દે અંગ શ્રી ડંકપુર દેવભુમી વાસ્તે વંગ સર્વ દેવોના દેવ બુદ્ધા રૂપે બીરાજેલા **શ્રી રણછોડરાયજી** મહારાજા હજુર.

અમો ચરોતરનાં ૩૮૭ ગામના તથા કાનમ વાકળનાં ગામોના તથા દસ કોશીના ગામોના આ સભામાં બીરાજેલા પ્રત્યેક પાટીદારો પોતપોતાના હૃદયને વીશે ગ્નાન ઈંદ્રીય વડે સુવર્ણની શાહીથી નીચે મુજબ કરાર કરીએ છીએ.

**પહેલી કલમ**—અમારાં સધળાં ગામોવાળાની કન્યાઓથી (નડીઆદ, વસો, સોજીત્રા, સાવલી અડધી, ભાદરણ, કરમસદ, ધર્મજ, તારાપુર, ઉતરસંડા, ઓડ, સુણાવ, અણીદરા, પહીજ અને નાર) આ સાડાતેર ગામો વાળાઓનાં છોકરાં પરણે છે, તેગાંનો કોઇએ એકે પણ કન્યા નહી પરણાવે તોપણ એ સાડાતેર વાળાનાં છોકરાં કુવારાં નહી રહેતાં એમની સાડાતેર વાળાની કન્યાઓ ઘણા પ્રેગથી ઉછેરીનેજ તે વડે તે છોકરાં પરણાવશે. એગ નકી સીધ્ધ થઈ ચુકયુ છે. માટે આજ દીનથી હું તો મારી પોતાની કન્યા કુળ ગાની ઉપરનાં સાડાતેરગાં નહીં પરણાવતાં બરોબરી દાવે (એટલે જે ગામોના જે કુટુંબીઓ ગારા ગાગના ગારા કુટુંબીઓને કન્યા આપે તેવાજ ગામોમાં) પરણાવીશ.

**બીજી કલમ.** મેં આજથી એગ પણ નકી કર્યું છે કે મારા દીકરા તથા દીકરીઓ પરણાવવાગાં પેહેરામણીના રૂ. ૨૫૧) અને બીજા અબાબો હાલ જે મુકરર ઠર્યા છે તે કરતાં જાદે આપીશ અગર લઇશ તો તેથી ભારે ખર્ચના બોજામાંથી પોતાનો બચાવ થવા દીકરીઓની બાળ હત્યાનો જે શક આવે તેવો શક કોઈ દીવસ મારે શીર નહીં આવવા માટે હવેથી આ વખત આ દેવ ભુમીગાં પરઠણના ઠરાવેલા રૂ ૨૫૧) અને બીજા અબાબો જે મુકરર ઠર્યા છે તેજ પ્રમાણે હું આપીશ તથા લઈશ.

---

† સંવત ૧૯૪૨ ની સાલે કાશીપુરીથી આખા ગુજરાતમાં એક કંકોત્રી આવી હતી કે સંવત ૧૯૪૪ના મહા વદી ૫ થી સત્યયુગ બેસશે. તે મુજબ સધળા પાટીદારોએ ઉપરનો કરાર કર્યો તેજ દીવસથી સત્યયુગ બેઠો છે.

આ કરાર મેં મારી રાજી ખુશીથી મારા દીલ સાથે નક્કી કર્યો છે.

| અત્ર સહી | અત્ર શાખ |
| --- | --- |
| હું દીકરી પાછળ પૈસા ખરચી કુળમદ ધારણ કરનાર પ્રત્યેક લેઉવા પાટીદારની સહી દસ્કત ખુદ. | શ્રી રણછોડરાય મહારાજની શાખ શી કબુલ કરીને આ દસ્તાવેજ કર્યો છે. લી. કુળમદ ધારણ કરનાર પ્રત્યેકે પોતાના હૃદયમાં લખ્યો છે. |

ઉપરનો કરાર સાડાતેર ગામો શીવાયના ચરોતર, દસક્રોશી, કાનમ ને વાકળના ભાગના તમામ દીકરી પાછળ પૈસા ખરચી કુળમદ ધારણ કરનાર પાટીદારોએ પોતપોતાના હૃદયમાં ઘણા હર્ષથી કરી આરસપરસ પ્રેમ બતાવ્યા પછી આ ડાકોરની જાહેર સભા વીસર્જન થઇ. સઘળા પાટીદારો પોતપોતાને ગામ ગયા.

## આ પુસ્તક કર્ત્તાની મનોવૃત્તિ.

જે સુધારો જોવા ગયા દસ વરસથી મારી ઇચ્છા હતી તેનો પાકો સુધારો સરકારે કરી આપવા બાહીંધરી આપી અને આખી નાતે કબુલ કરી દીધો તે જોઇ મારા દીલને ઘણી શાંન્તિ વળી. આ કામનેજ માટે કેટલાંક ગામોમાં ઘણી વખત મારે જવું થયું હતું. તેમજ આ કામને માટે ગયાં દસ વરસ ઉપર સંવત ૧૯૩૫ ના ચૈત્ર વીદી ૫ ને રોજ આણીંદ્રા, આણંદ, પલાણા, ચાંગા, મેળાવ, બાકરોલ બાંધણી ને ગાડા એ ગામોની ઈચ્છા કેવી છે તેટલુંજ ફક્ત જોવા સારૂ એક શીળા પ્રેસમાં વર્તમાન પત્ર જેવડા અસરકારક સુબોધના એકસો આઠ કાગળો છપાવી દરેક ગામે દસ દસ મોકલવામાં આવ્યા હતા. અને તે પછી મારી જાતે તપાસ કરી તો એ ગામોના લોકોનાં દીલ કાચાં હતાં. ત્યાર બાદ ગયા પાંચમા વરસ ઉપર આ સુધારો જોવાની ઇચ્છાથી અમારા પદરની અમુક રકમ ધર્માદા કાઢી મેં તથા મારા મીત્રોએ શ્રી વડતાલ નાત ભેગી કરી. તે વખત પણ અમારી મેહેનત નિષ્ફળ ગઈ. તો તેથી પણ હીંમત નહીં હારતાં સરકાર મારફત સુધારો મેળવવા પર ધ્યાન દીધું. અને તેજ મુજબ ઘણાં ગામોના નાત શુભેચ્છકોએ સરકારમાં પુષ્ટી આપી તેથી આ વખત પરી પુરણ સુધારો સાંભળવામાં આવ્યો તેથી મારી મનોવૃત્તી શાંન્ત થઈ.

## સરકારે કરેલી બાંયધરી.

ડાકોરની જાહેર સભા વીસરજન થયાથી સઘળા પાટીદારો પોત પોતાના ગામે ગયા બાદ નાગદાર ઉમરાવોએ ડાકોરની જાહેર સભામાં મંજુર થયેલો મુસદો સરકારના કાયદાને આધારે લાગુ કરી તેની કબુલાતની સહીઓ લેવા દરેક ગામે મોકલવામાં આવ્યો, તે મુસદો નીચે મુજબ.

## સંને ૧૮૭૦ ના આકટ ની કલમ ૩ પ્રમાણે પ્રસિદ્ધ કરવાનો તેજ આકટની બીજી કલમની ચોથી રકમ પ્રમાણેની રૂલનો મુસદો.

———o———

લેઉવા પાટીદારની નાતમાં લગ્ન સંબંધી અને તેને લગતી બીજી ક્રિઆઓ અથવા રસમો સંબંધી ખરચનો આંકડો નીચે પ્રમાણે ઠરાવ્યો છે. તે સિવાય કોઈ પણ પ્રકારે બીજું કંઈ આપવું નહીં તથા લેવું નહીં.

૧. વિવાહ નકી કર્યા બદલ ચાંલો આપવામાં આવે છે તે, વસંત જે વરના ગામમાં કોઈ ત્રાહિત માણસને ત્યાં કન્યાના નામ પર જમે કરાવવું જોઈએ તે અને લગ્ન થતાં સુધી સઘળું જે કંઇ આપવામાં આવે છે તે સુધાં વરના બાપને અથવા વાલીને કન્યાના બાપે અગર વાલીએ આપવાની પરઠણ રૂપૈયા એકથી તે રૂપૈયા બસેં એકાવન સુધી.

૨. અબાબની રકમ કોઇપણ વખતે નીચે ઠરાવેલા દરથી વધવી જોઇએ નહીં:—

(૧) કન્યાના બાપે વરના તરફના ગોર અને વાળંદને આપવાના રૂપૈયા એકથી તે રૂપૈયા સાડાતેર સુધી.

(૨) વરના બાપે કન્યાના તરફના ગોર અને વાળંદને આપવાના રૂપૈયા એકથી તે રૂપૈયા સાડાચઉદ સુધી.

(૩) તોરણ ઘોડાના, માળીના, દરજીના અને તેવા પ્રકારના હરકોઇ જાતના બીજા અબાબના વરના બાપ તરફથી આપવાના રૂપૈયા એકથી રૂપૈયા પંદર સુધી.

(૪) બંને બાજુ તરફથી ધર્મગુરૂને આપવાનો રૂપૈયો એક.

૩. જાનમાં સો માણુસ અને દસ ગાડી કરતાં કોઇ પણ વખતે વધારે લેઈ જવા નહીં અને જાન કન્યાના બાપના ગામમાં રેહે તે સઘળા વખતમાં કન્યાનો બાપ તે જાનને ત્રણ જમણ અને બે હાજરી કરતાં વધારે આપે નહીં. અને તે સઘળા વખતને માટે જાનમાં આવેલા બળદની દરેક જોડ દીઠ દાણો શેર પંદર અને દરેક ઘોડા દીઠ શેર દસ કરતાં વધારે આપવો નહીં.

૪. પોતાના સાળા અથવા સાળીના લગ્નમાં જે માણુસ જાય તેને તેનો સાસરો રૂપૈયો એક અગર બે ચાંલ્લાના આપે.

૫. કન્યાના બાપ તરફથી પહેલે આણે જે આપવામાં આવે છે તે તમામ નીચેના દર કરતાં વધારે હોવું ના જોઈએઃ—

(अ). રૂપૈયા એકથી રૂપૈયા અગીયાર સુધી વરના બાપને ઘેર કોથળાના મોકલવાના.

(ब). રૂપૈયા એકથી રૂપૈયા ત્રણ સુધી કન્યાને તેડવા આવનાર માણુસોને દક્ષણા અથવા બક્ષીસના.

(क). કન્યાના ઉપયોગ માટે ધુપેલ, તેજાનો અને સોપારી સુખડું વધારેમાં વધારે દરેક રૂપૈયા એકની કીમત સુધીનું.

૬. બીજા આણા વખતે સર્વ રીતભાતના કન્યાના બાપે વરના બાપને રૂપૈયા ત્રણથી વધારે મોકલવા નહીં. પણ કન્યાને તેડવા આવનાર માણુસને દક્ષણાનો રૂપૈયા દોઢ સુધી આપવો હોય તો આપે.

૭. વર પહેલી વખત સાસરે આવે ત્યારે તેને ચાંલ્લાના રૂપૈયા એકથી પંદર સુધી આપવા. તેજ પ્રમાણે વરનાં નીચે બતાવેલાં સગાંઓ કન્યાના બાપને ઘેર પેહેલી વખતે જાય ત્યારે તે દરેકને માટલી અબાળ અને બીજી સઘળી બાબતના મળી રૂપીયા એકથી પાંચ સુધી આપવાઃ—

બાપ, મા, વડવો, વડીઆઇ અને બેહેન.

૮. મહામેરાનું સઘળું ખરચ નીચે બતાવેલા દર કરતાં વધારે હોવું નહીં જોઈએ.

(अ). કન્યાની પેહેલી દીકરીના લગ્ન વખતે રૂપૈયા એકથી રૂપૈયા પંચોતેર સુધી મહામેરાના અને રૂપૈયા એકથી રૂપૈયા પચીસ સુધી ચૂડો અને પાનેતરના.

(ব). તે પછીનું બીજું કોઈ પણ છોકરૂં પરણે ત્યારે બધી બાબતના મળીને વધારેમાં વધારે રૂપિયા દશ સુધી.

૯. દીકરીના લગ્ન વખતે પોતાના કુટુંબના ભાઇઓ જમાડવામાં બધા ગળી રૂપૈયા એકસો પચીસથી વધારે ખર્ચવા નહીં.

૧૦. વેવાઇની તરફનાં સગાંના મરણના સંબંધનું ખર્ચ નીચે બતાવેલા દર કરતાં વધારે હોવું જોઈએ નહીં.

(૧). વાળંદને કાગળાનો રૂપૈઓ એક.

(૨). વરનો બાપ, મા, વડવો અને વડીઆઈ અને કન્યાનો બાપ અને મા એટલાં ફકત ગુજરે ત્યારે પાઘડી શેલાના અને બારસના રૂપૈયા એકથી રૂપૈયા અગીઆર સુધી.

(૩). પોથના વધારેમાં વધારે રૂપૈયા બે અને છાબડીના વધારેમાં વધારે રૂપૈયા ત્રણ સુધી.

(૪). મરણના પ્રસંગે કુટુંબની બેહેન દીકરીને ચીઠી લખવામાં આવેછે તે દરેક ચીઠીનો રૂપિયો એકથી વધારે આપવો નહીં અને એ બાબતનું એકંદર ખર્ચ રૂપિયા પંચોતેરથી વધારે થવું જોઇએ નહીં.

૧૧. ખાવું, મીઠાઈ વીગરે જે જે પ્રસંગે મોકલવાની જરૂર હોય તેવે પ્રસંગે મોકલવાને ઉપરની કલમોથી બાધ નથી. પરંતુ તે દરેક પ્રસંગે રૂપિયા ત્રણ કરતાં વધારે કીમતનું હોવું ના જોઈએ અને સદહું ખાવું મીઠાઇ વીગેરે માટીની માટલી સિવાય બીજા કોઈ પણ કીમતી વાસણમાં ઘાલી મોકલવું નહીં. અને તે બદલ રોકડ આપવું નહીં તથા લેવું નહીં.

૧૨, વરકન્યા જુદું ઘર માંડે તે વખતે પોતાની ખુશીમાં આવે તે પ્રમાણે મદદ આપવાને કન્યાનો બાપ મુખત્યાર છે. પણ વર તરફથી એ સબંધી કંઈ પણ માગણી થવી જોઇએ નહીં; તેમ કન્યાનાના બાપ તરફથી જે કંઇ આપવામાં આવે તે પૈકી કંઈ પણ ભાગ વરના બાપને મળવો જોઈએ નહીં.

૧૩. કન્યાને સાસરે તેડવામાં અગર પીઅર પાછી મોકલવામાં કોઇ પણ બહાને પૈસા કઢાવવાની મતલબે અટકાવ કરવો નહીં.

૧૪. નીચે બતાવેલા રીવાજો તથા આપવું લેવું વીગેરે બીલકુલ બંધ કરવામાં આવ્યું છે.

(૧.) લગ્ન પ્રસંગે કન્યાના બાપને ઘેર જાન રહે તેટલા દીવસ સુધીમાં દારૂખાનું ઉડાવવાનો અગર નાચ કરાવવાનો રીવાજ.

(૨.) નાળીએરનું અને ધાતુના વાસણનું લહાણું.

(૩.) જાનની સાથે છોકરીઓ લઇ જવાનો અથવા કન્નવા વખતે તેમને બોલવાના રીવાજ.

(૪.) કન્યાના બાપના ગામમાં વરઘોડો કાઢવાનો અથવા વાડી કરવાનો રીવાજ.

(૫.) છેડો ઝાલવાનો એટલે કે પરણતી વખતે વર સાસુનો છેડો ઝાલે છે તે રીવાજ.

(૬.) વરધ સાંકળીનો, નથની કાઢવાનો, સાળા કટારીનો, ફોઈ માટલીનો અને તેજ પ્રકારના લગ્નના સબંધના રીવાજ.

(૭.) લગ્ન સંબંધમાં કોઈ પણ પ્રસંગે ગોળ, ઢેબરાં, પાપડ, વડી વીગરેનું લહાણું કરવાનો રીવાજ.

(૮.) જાનસાથે વગર જરૂરના અથવા કંકોતરી વગરના ગોર (બ્રાહ્મણ) ને લાવવાનો રીવાજ.

(૯.) ખોળે બેસારડવાનો રીવાજ,

(૧૦.) વરને કન્યા તરફથી મંગળ વરતાવતી વખતે આપવાનો રીવાજ.

(૧૧.) સદરહુ કલમોમાં બતાવ્યા સિવાયના કન્યા અથવા વર તરફના માણસો લગ્ન વખતે હાજરથાય તેમને આપવાનોરીવાજ.

(૧૨.) જાનમાં પાયગા અગર હાથી લઇ જવાનો રીવાજ.

(૧૩.) માંડવો છોડવાની તેમજ હોળી, દીવાળી, દીવાસો અને બીજા તહેવારોની માટલી અગર તે બદલ રોકડ અથવા ઘરાણું આપવાનો રીવાજ.

(૧૪.) જાનના માણસોને માટલીઓ આપવાનો રીવાજ.

(૧૫.) ગૌત્રાટમાં ધાતુનાંરમકડાં અથવા મીઠાઇ આપવાનો રીવાજ.

(૧૬.) પેહેલા આણા વખતે અથવા બીજે કોઇ પ્રસંગે વરનાં સગાઓને લુગડાં વીગેરે આપવાનો રીવાજ.

(૧૭.) બીજી વખતે ચાંલ્લો આપવાનો રીવાજ.

(૧૮.) ઉપરની કલમોમાં કહ્યુંછે તે સિવાય વરનાં સગાંને માટલી

અને અબાણ આપવાનો રીવાજ.

(૧૯.) મહામેરૂ કાડવાનો રીવાજ.

(૨૦.) બને તરફનાની માંદગીના પ્રસંગે ખબર જોવા આવનારને આપવાનો રીવાજ.

(૨૧.) માંદા માણસની ખબર જોવાને માટે પાંચ માણસથી વધારે સાથે લેઇ જવાનો રીવાજ.

(૨૨.) પગેલાગણાના આપવાનો ચાલ.

(૨૩.) કોઇ પણ પ્રસંગે કોઈ પણ કારણ માટે કન્યાના માબાપ પાસેથી વરના બાપે દાગીના, કપડાં, અગર બીજી કંઇ કીમતી ચીજોની માગણી કરવાનો રીવાજ.

(૨૪.) પચીસ વર્ષ પેહેલાં કન્યા જયારે જયારે પોતાને પીઅર જાય ત્યારે તેનું ઘરાણું સાસરે રાખી લેવાનો ચાલ. પણ પચીસ વર્ષ પછી એ વાત કન્યાની પોતાની મુખ્તીઆરી ઉપર રાખી છે.

(૨૫.) કન્યાની શરવણીને દીવસે કન્યાના કુટુંબ તરફથી શય્યા મોકલવાનો ચાલ.

(૨૬.) કાણે આવનાર માણસોને માટલીઓ આપવાનો રીવાજ.

૧૫. જે ગામોની અરજ ઉપરથી આ રૂલો ઘડવામાં આવીછે અને જે ગામોને તે લાગુ પડવાની છે તે ગામોના લોકોએ નીચે પ્રમાણેની રૂલને માટે આગ્રહપૂર્વક ખાયશ બતાવેલી હોવાથી એમ પણ ઠરાવવામાં આવેછે કે સદરહુ ગામો પૈકી કોઈપણ ગામના લેઉઆ પાટીદારે પોતાની કન્યા જે સાડાતેર કુલીન ગામો કેવાય છે તેમાં આપવી નહીં. ફકત બ-રોબરી દાવો કબુલ કરે એટલે કે સદરહુ સાડાતેર ગામો પૈકી જે કુટુંબ તેમને કન્યા આપે તેજ કુટુંબને આપી શકે.

આ સાથેના મસુદા પ્રમાણે રૂલો સને ૧૮૭૦ ના આકટ ૮ ની ક-લમ ૨ ની પેટા રકમ ૪ પ્રમાણે એટલે ફકત લગ્ન વીગેરે ક્રિયાઓને લગતાં ખરચનો નિયમ ઠરાવવા માટેજ છે. સબબ તે પ્રમાણે જેઓને કબુલ હોય તેઓએ પોતાની સહી સાથે અરજ, ગામના પટેલ તલાટી મારફત જીલ્લાના મેહેરબાન કલેકટર સાહેબ તરફ હાલ સુધીમાં મોકલી નહીં હોય તો તાકીદે મોકલી દેવી. સદરહુ કલમ ૨ની પેટા રકમ ૪ સિવાય

બીજી પેટા રકમો પ્રમાણે રૂલો કરવા સંબંધી કંઇ પણ સૂચના નામદાર સરકાર તરફ કરવાગાં આવેલાં લખાણુમાં છેજ નહીં.

G. F. SHEPPARD,

Commissioner N. D.

કમીશનર ઉત્તર વિભાગ!

નાગદાર ઉમરાવોએ સદરહુ મુસદાની કબુલાતની સહીઓ લેવા પાટીદારનાં સઘળાં ગામોગાં નકલો મોકલવાગાં આવી. તે મુજબ સઘળા પાટીદારો કબુલ થઇ સઘળાં ગામોની ગળી લગભગ ત્રીસ હજાર કરતાં જાદે સહીઓ નામદાર ઉગરાવોની હજુર કરી મોકલી. તે ઉપરથી નામદાર ઇંગ્રેજ ઉમરાવ જી. એફ. શેપર્ડ સાહેબ ઉત્તર પ્રાંતના કમીશર સાહેબ બાહાદુરે મુંબઈ સરકારને લખાણુ કર્યું. મુંબઇ સરકારે હિંદુસ્તાનના વાઇસરૅાય કે રાજ પ્રતિનીધી યા ગવરનર જનરલ સાહેબની હજુર કલકતે ગંજુર થવા મોકલ્યું.

જે લખાણુની શરૂઆત તા. ૯–૨–૮૮ થી થયેલી તેની મંજુરી તા. ૨૯–૧–૮૯ ના નંબર. ૩૮૨ ના ઝાહેર નામાથી ઇન્ડીઆ સરકારે લગભગ બાર ગાસે પ્રસીદ્ધ કરી.

ઈન્ડીઆ સરકારે જે રૂલો મંજુર કરી તે સન ૧૮૭૦ ના આકટ ૮ ની કલમ ૩ પ્રગાણે મંજુર કરી છે. તેને ગાટે જે આકટ સરકારે પાટીદારની નાતને લાગુ કર્યો તે આખો આકટ અને તે ગાંહેની જે કલમ પ્રગાણેજ ફકત રૂલો કરી તે કલગ નીચે ગંજુર થયેલી રૂલો સઘળી નાતને પ્રસીધ્ધ થવા આ નીચે નોંધવાગાં આવી છે.



# ઈંડિયાના ગવરનર જનરલ ઇન કૌન્સિલનો હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૦ ના માર્ચ મહીનાની ૧૮ મી તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવી પ્રસીદ્ધ કર્યો છે.

## સન ૧૮૭૦ નો આકટ ૮ મો.

છોકરીઓનાં ખુન નહીં થાય તેવો બંદોબસ્ત કરવા બાબતનો આકટ.

**ઉદ્દેશ.**

બ્રિટિશ ઈંડીયાના કેટલાએક ભાગમાં છોકરીઓનાં ખુન ઘણું કરીને થાય છે એવું માને છે વાસ્તે, અને તે ગુન્હો નહીં થવા દેવાનો વધારે સારો બંદોબસ્ત કરવાની જરૂર છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

**ફલાણીફલાણી ડિસ્ટ્રીકટમાં આ આકટ પ્રમાણે બંદોબસ્ત કરવાનો અધીકાર.**

**પેહેલી કલમ.** સદરહુ ગુન્હા ફલાણી ડિસ્ટ્રીકટમાં ઘણું કરીને થાય છે અથવા તે ડિસ્ટ્રીકટમાં રહેનારા ફલાણા વર્ગના લોક, અથવા કુટુંબના લોક અથવા માણસો કરે છે, એવું સ્થાનિક સરકારની નજરમાં આવે તો તે ગુન્હો તે ડિસ્ટ્રીકટમાં અથવા તે વર્ગના અથવા કુટુંબના લોકમાં અથવા માણસોમાં નહીં થવા દેવાનો આ આકટ પ્રમાણે બંદોબસ્ત કરવાનું ઇન્ડિયાના ગવરનર જનરલ ઇન કૌન્સિલની અગાઉથી મંજુરી લઇને સરકારી ગ્યાઝેટમાં તથા પોતે હુકમ કરે તેવી બીજી રીતે જાહેરનામું છપાવીને ફરમાવવાનો અધીકાર સ્થાનીક સરકારને છે.

સદરહુ પ્રકારની ડિસ્ટ્રીકટની હદો જાહેરનામામાં લખવી અથવા તે જાહેરનામું ફલાણા વર્ગના અથવા કુટુંબના લોકોને અથવા માણસોને લાગુ છે એવી મતલબનું હોય ત્યારે તે વર્ગ અથવા કુટુંબ અથવા માણસો તે જાહેરનામામાં લખવાં.

**કાનુનો કરવાનો અ**

**બીજી કલમ.** સદરહુ જાહેરનામુ ઉપર કહ્યા પ્રમાણે છાપીને પ્રસીદ્ધ થયા પછી હેઠળ લખેલાં સઘળાં કારણો સારૂ

અથવા તે માંહેના હરકોઇ કારણ સારૂ ત્રીજી કલગના ઠરાવનું ધોરણ રાખીને આ આકટને ગળતી આવે તેહેવી કાનુનો વખતે વખતે કરવાનો અધીકાર સ્થાનીક સરકારને છે. **ધીકાર.**

**રકમ પેહેલી.** સદરહુ ડિસ્ટ્રકટમાં અથવા જે વર્ગ અથવા કુટુંબના લોકોને અથવા માણુસોને સદરહુ જાહેરનામુ લાગુ કર્યું હોય તે વર્ગમાં અથવા કુટુંબમાં અથવા માણુસોમાં જન્મ તથા લગ્ન તથા મરણ થાય તેઓનાં રજીષ્ટરો (એટલે નોંધો) રાખવા બાબત, અને તે માણુસોની અથવા સદરહુ ડિસ્ટ્રીકટમાં રહેનારાં બીજાં માણુસોની વસ્તીની વખતે વખતે ગણતરી કરવા બાબત.

**રકમ બીજી.** મામુલ પ્રમાણે રાખેલી પોલીસનાં એસ્ટાબ્લિશમેન્ટ કરતાં વત્તી પોલીસફોર્સ રાખવા બાબત, અથવા સદરહુ ડિસ્ટ્રિકટમાં અથવા સદરહુ વર્ગમાં અથવા કુટુંબમાં અથવા માણુસોમાં છોકરીઓનાં ખુન નહીં થવા દેવા સારૂ અથવા ખુન થાય તો તે પકડવા સારૂ અથવા આ આકટના ઠરાવ અમલમાં લાવવા સારૂ અમલદારો અથવા નોકરો રાખવા બાબત.

**રકમ ત્રીજી.** સદરહુ ડિસ્ટ્રકટમાં અથવા સદરહુ વર્ગમાં અથવા કુટુંબમાં અથવા માણુસોમાં જે જન્મો તથા લગ્નો તથા મૃત્યુ થાય અથવા થનાર હોય તે સઘળાંની ખબર યોગ્ય અમલદારને કોણે કેવી બાબત આપવી તે બાબત.

— **રકમ ચોથી.** જે માણુસને સદરહુ જાહેરનામુ લાગુ હોય તેણે લગ્નો અથવા લગ્નને લગતી હરકોઈ ક્રીયા અથવા રૂઢી કરવાનો ખરચ કેટલો કરવો તેનો બંદોબસ્ત કરવા બાબત.

(ઉપર બતાવેલી રકમ ૪ મુજબ લેઉવા પાટીદારની નાતમાં લગ્ન સબંધી અને તેને લગતી બીજી ક્રીયાઓ અથવા રસમો સબંધી ખરચનો આંકડો ડાકોરની ઝાહેર સભામાં તા. ૯—૨—૮૮ ને રોજ મુકરર ઠરેલો તેનો મુસદો નામદાર શેપર્ડ સાહેબે જે પાછળ નોંધવામાં આવ્યો છે તે તે હિંદુસ્તાનની સરકાર તરફ મંજુર થવા મોકલવામાં આવ્યો.)

**રકમ પાંચમી.** આ કલમ પ્રમાણે કરેલી કાનુનો અમલમાં લાવવવા સારૂ જે ખર્ચ થયો હોય તે સઘળો ખર્ચ અથવા તેમાંનો કાંઇ ખરચ સદરહુ ડિસ્ટ્રીકટમાં રહેનારા સઘળા લોકો પાસેથી અથવા સદરહુ જા-

હેરનામું જે લોકોને લાગુ હોય તે લોકો પાસેથી શી રીતે વસુલ કરીને લેવો તેનો બંદોબસ્ત કરવા બાબત.

**રકમ છઠ્ઠી.** આ કલમ પ્રમાણે કરેલી હરકોઇ કાનુન અમલમાં લાવવા સારૂ નીમેલા અમલદારોનું અથવા નોકરોનું કામ ઠરાવવા બાબત.

**કાનુનો-નીમંજુરી તથા પ્રસીદ્ધિ.**

**ત્રીજી કલમ.** બીજી કલમ પ્રમાણે કરેલી હરકોઇ કાનુન અથવા ફેરફાર ઈંડિયાના ગવનર જનરલ ઈન કૌન્સીલ મંજુર કરશે અને ઇંડિયા ગ્યાઝેટમાં તથા ઠેકાણું ઠેકાણાંનાં (સરકારી) ગ્યાઝેટમાં છપાવીને પ્રસીદ્ધ થશે નહી ત્યાં સુધી અમલમાં આવશે નહીં. સદરહુ કાનુનોની નકલો સ્થાનિક સરકાર ફરમાવે તે જગાએ ચોઢવી અને ફરમાવે તે રીતે વહેંચવી.

(સદરહુ આકટની બીજી કલમની રકમ ચાર મુજબ ઠરાવેલો મુસદો ઈન્ડીઆ ગવરનરલ ઈન કોંસીલમાં મંજુર થવા મોકલેલો તે તા.૨૯મી જાનેવારી સને ૧૮૮૯ સરકારનો ઠરાવ નંબર ૩૮૨ નો થવાથી તા. ૩૧ મી જાનેવારી સન ૧૮૮૯ ના રોજ મુંબઇના સરકારી ગ્યાજેટના ભાગ ૧ ને પાને ૧૬ મે કાનુનો બાર ખેડા જીલ્લાના લેઉવા પાટીદારોને તા. ૧ ફેબ્રુઆરી સન ૧૮૮૯ થી લાગુ કરી છે અને સદરહુ કાનુનોનાં જાહેરનામાં ખેડા જીલ્લાના લેઉવા પાટીદારોના ગામોમાં વહેંચવામાં આવ્યાં છે.

સદરહુ જાહેરનામાની નકલને તેમાં ઠરાવેલી રકમોના સમાવેસની વેહેચાણુ તા. ૨૦ મો ફેબ્રુઆરી સન ૧૮૮૯ને રોજ શ્રી વડતાલ મુકામે ભરાએલા પંચમાં ઘણાં ગામોની સંગતીથી કરી છે તે નીચે મુજબ.

સમાવેશની વેહેચાણુમાં ન્યુનાધીક કરવા સર્વને છુટ છે.

## ઝાહેર નામું.

ખેડા જીલ્લાના લેઉવા પાટીદારોના લગ્ન સબંધી ખર્ચ વિશે નિયમ ઠરાવી તેની હદ બાંધવા નીચે પ્રમાણે કાનુનો (સદરહુ) સન ૧૮૭૦ ના આક્ટ ૮ની કલમ ૩ પ્રમાણે નામદાર હિંદુસ્તાન સરકાર તરફથી મંજુર થઈ તે સઘળા લોકોને ઝાહેર થવા પ્રસીદ્ધ કરવામાં આવે છે.

સદરહુ કાનુનો તા. ૧ ફેબ્રુઆરી સન ૧૮૮૯થી અમલમાં આવશે અને ખેડા જીલ્લાના તમામ ગામોના લેઉવાઓને લાગુ પડશે.

## કાનુનો.

લગ્ન પ્રસંગે તેમજ તેની સાથે સબંધ રાખતા હરેક પ્રસંગ તથા

રીવાજ ઉપર ખર્ચ કરવાનો નિયમ નીચે પ્રમાણે ઠરાવ્યો છે અને તે શિવાય બીજા કોઈપણ પ્રકારનો અવેજ કોઈએ આપવો નહીં અથવા લેવો નહીં:—

**પહેલી કાનુન.** કન્યાના બાપ અથવા વાલી તરફથી આપવાની "પરઠણુ" અગર પહેરામણી રૂ૧ થી રૂ૨૫૧ કરતાં વધારે હોવી નહી જોઈએ અને તેમાં નીચે બતાવેલી રકમોનો સમાસ થાય છે:—

(૧) ચાંલ્લો જેના સ્વીકારથી વીવાહ સંપુર્ણ થયો ગણાય છે. તેની હદ નીચે પ્રમાણે.

રૂ. ૫) કન્યાના બાપે અગર વાલીએ વરને ચાંલ્લાના આપી વીવાહ મુકરર કરવો.

રૂ. ૧૧) ચાંલાના. કન્યાના બાપે લગ્ન ઠરાવી લગ્ન કરવાના આરંભને માટે વરના બાપને ઘેર વરને ચાંલ્લો કરવા મોકલવા.

રૂ. ૧૦૦) લગ્ન આગમચ વરના બાપને ઘેર પરઠણુમાં મોકલવા.

રૂ. ૩૩) લગ્નને બીજે દીવસે માંડવામાં વરને ચાંલ્લાના આપવા.

રૂ ૫૧) માયા માટલા પાકાં નીચે પ્રમાણે કરે. અગર રોકડા રૂ ૫૧ આપે ને પ્રતક્ષ કચરાના માટલા પુરે.

રૂ ૨૦ તાંબાનો ગોળો    રૂ ૧૦) તાંબાનું બેડું.

રૂ ૧૦ બાંધણુ.    રૂ ૧૧) ખાવું.

કચરાના માટલામાં વડી શેર ૨૫ પાપડ શેર. ૨૫

(૨) વસંત એટલે કન્યાના લાભને માટે અનામત જમાં કરવાની રકમ. રૂ ૫૧ વસંતના વરના ગામમાં વર કન્યા પાકી ઉમરનાં થતા સુધી વર કન્યાના બાપના નામથી અને કન્યા પાકી ઉમરની થયેથી કન્યાના નામથી જમાં રહે. કન્યા ગુજરેથી એ રૂપીઆ ઉપર વરનો હક છે.

પરંતુ સદરહુ રકમમાં "અબાબ" નો સમાસ થતો નથી.

**બીજી કાનુન.** ઉપર કહેલા "અબાબ" ને માટે નિચે બતાવ્યા પ્રમાણે હદ ઠરાવી છે. એટલે કન્યાના બાપ તરફથી આપવાના સઘળા મળીને રૂ ૧ થી રૂ. ૧૪—૮—૦ સુધી તેની વીગત નીચે મુજબ.

## વરના તરફના.

| ગોર માગે. | વાળંદ માગે. |
|---|---|
| ૧ વરને ચાંલ્લો કરતી વખત. | ૧ વરને ચાંલ્લો કરતી વખત. |
| ૨ કન્યા જોયાના. | ૨ કન્યા જોયાના. |
| ૧ સવાઇ દક્ષણા. | ૧ થાળીમાં. |
| ૧ ગોર ધોતીઆં. | ૧ ડોટાનો. |
| ૦॥ શાંધાંનો. | ૦॥ વાડકી પોતીયુ. |
| પા | પા |

૩૧) વરનો બાપ પોતાના ધર્મ ગુરૂને અપાવે.
૩૨॥ વરનો બાપ અપાવે તેને કન્યાનો બાપ આપે.

**વરના બાપ તરફથી આપવાના સઘળા મળીને રૂ ૩૦–૮–૦ સુધીની વીગત રૂ ૧૪॥ ગોર વાળંદના દાપાંના.**

## કન્યાના તરફના.

| ગોર માગે. | વાળંદ માગે. |
|---|---|
| ૧ વરને ચાંલ્લો કરતી વખત. | ૧ વરને ચાંલ્લો કરતી વખત. |
| ૧ લગનીઆનો. | ૧ સામૈયાનો. |
| ૧ વરમાળ, હસ્ત મેળાપ તથા છેડા ગાંઠણુનો | ૧ કલવાનો. |
| ૧। પરણ્ણાગણુ છુટા પૈસા સહીત | ૧ પગપખાળ્યાનો |
| ૧। પરણી ઉઠે ત્યારે દક્ષણાના છુટા. | ૧ સોના સળીનો |
| ૧ બ્રહ્મા આસનનો | ૧ ગાટલાં ઉપાડયાનો |
| ૦। લગ્ન વંચામણી | ૧ અણુવર |
| ૦। ચોરી બાંધ્યાનો | |
| ૦॥ માંડવો વધાવવા સુપડુ નાખ્યાની દક્ષણા | |
| ૭॥ | ૭ |

**રૂ ૭) પરચુરણ અબાબના**

| | |
|---|---|
| ૧ તોરણુધોડો | ૧ ઉતારાનો |
| ૧ માળી | ૧ પાણીઆરીને |
| ૧ સુતાર | ૨ કન્યાનો બાપ અપાવે તેને. |

**રૂ ૪ાા કસુંબો પાતી વખત.**

ાા માળીને. ૧ કન્યાના બાપે પોતાના ધર્મગુરૂને અપાવવો.
૧ શ્રી રણછોડરાયની ગૌશાળાગાં.

૨) પંડયાજોશી વગેરેને કે કન્યાનો બાપ અપાવે તેને.

**રૂ ૨) પથારી ખર્ચના.**

૧ ભવાયાને, ાા હીજડાને, બે આના મલ્લને, બે આના ભાંડને, બે આના કંકાળીને, બે આના કબુતરીઓને.

**રૂ ૨ાા ભાગોળ ખર્ચના.**

૧ ભાટચારણને ત્યાગનો ઉચક.

૧ પંચબ્રાહ્મણોને દક્ષણાનો ઉચક.

ાા ટોડીઆનો.

---

૩ાા

**ત્રીજી કાનુન.** જાન અને તેના લગતા ખર્ચને ગાટે નીચે પ્રગાણે હદ ઠરાવી છે, જાનગાં ૧૦૦ માણસો અને ૧૦ વાહન કરતાં વધારે લઇ જવાં નહીં અને જાન રહે તે સઘળા વખતના અંદર ત્રણ વખત જગણ અને બે વખત હાજરી કરતાં વધારે ભોજન પુરૂ પાડવું નહીં. તેમજ એ સઘળા વખતને ગાટે દરેક ઘોડા દીઠ ૧૦ પૌંડ અને દરેક બળદ દીઠ ૭ાા પૌંડ કરતાં વધારે દાણો આપવો નહીં.

જાને આવેલા લોકો પૈકી ફકત લગ્ન કરનારના જગાઈને (એટલે વર અથવા કન્યાના બનેવીનેજ) ચાંલ્લાના રૂપીઆ આપી શકાય અને તે રૂ. ૨ થી વધારે નહીં જોઇએ.

**ટીકા.** વાહન એ શબ્દમાં ઘોડા, ગાડી, પાલખી, ઉંટ, હાથી વગેરેનો સમાસ થાય છે અને પૌંડ એટલે શેર સમજવો.

સામઈઆ માટે હજામ ૪ ને દીવેલ દર બશેર લેખે શેર આઠ આપવું. અને ઘાસને માટે દર બળદે પહેલે દીવસે ૫ પુળા અને બીજા બન્ને દીવસને ગાટે દસ દસ પુળા આપવા. બળદને ઘી સરખુ પાવુ. જો બળદને જૂલમથી દોડાવીને સાથ છોડી એકલું જે પેહેલું વેન આવે તેને છેલીવાર અઘોળ ઓછુ પાવું.

**ચોથી કાનુન.** દીકરીના લગ્ન વખતે પોતાના કુટુંબના લોકોને જમાડવાનો ખર્ચ રૂ. ૧૨૫ કરતાં વધારે થવો નહીં જોઈએ.

**પાંચમી કાનુન.** પેહેલા આણા વખતે ખરચ નીચે બતાવેલી હદ કરતાં વધારે થવું ન જોઈએ:—

(૧) કોથળાના રૂ. ૧ થી ૧૧ સુધી

(૨) કન્યાને તેડવા આવનાર માણુસોને દક્ષણાના સઘળા મળીને રૂ.૧ થી રૂ. ૩ સુધી.

(૩) કન્યાને માટે તેલ, સોપારી, સુખડુ વગેરે સઘળુ મળીને રૂ. ૧ થી રૂ. ૩ સુધી.

**છઠી કાનુન.** બીજા આણા વખતે સર્વ રીતભાતના મળીને રૂ.૩ કરતાં વધારે આપવા નહીં. અને તેડવા આવનાર માણુસોને દક્ષિણાના સઘળા મળીને રૂ ૧–૮–૦ કરતાં વધારે આપવા નહી.—

**સાતમી કાનુન.** વર અથવા બીજાઓ પેહેલી વખત કન્યાને ઘેર આવે ત્યારે ચાંલાના રૂપિઆ બધી રીતના મળીને નીચે બતાવેલી હદ કરતાં વધારે આપવા નહીં:—

(૧) વરને રૂ. ૧ થી ૧૫ સુધી, જમાઇના અબાબના આપવા.

(૨) વરનો બાપ, મા, બેન, દાદો, દાદી એ દરેકને રૂ ૧ થી રૂ. ૫ સુધી એટલે.

વેહેવાઇના અબાબના રૂ. ૫ વેહેવાણના અબાબના રૂ. ૫

વડ વેહેવાઇના અબાબના રૂ. ૫ વડ વેહેવાણના અબાબના રૂ. ૫

કન્યાની નણંદનો અબાબ રૂ. ૫

**આઠમી કાનુન.** કન્યાની પેહેલી દીકરીના લગ્ન વખતે તમામ ખર્ચ નીચે બતાવેલી હદ કરતાં વધારે થવો નહીં જોઈએ:—

(૧) મામેરાના રૂ. ૧ થી રૂ. ૭૫ સુધી.

(૨) ચુડો પાનેતરના મળીને રૂ. ૧ થી રૂ. ૨૫ સુધી અને કન્યાનાં બીજાં કોઈપણ છોકરાંના લગ્ન વખતે મામેરાનું ખર્ચ સઘળુ મળીને રૂ.૧૦ કરતાં વધારે થવું નહીં જોઈએ.

**નવમી કાનુન.** વરનો બાપ, મા, દાદો, દાદી અને કન્યાના બાપ અથવા માના મોત પ્રસંગે કન્યાના બાપ પાસેથી નીચે બતાવેલી હદ કરતાં વધારે લઇ શકાય નહીં:—

૧ પાઘડી શેલા અને બારશ એ બંનેના મળીને રૂ. ૧ થી રૂ. ૧૧ સુધી.

૨ કોગળાનો રૂ. ૧

**દસમી કાનુન.** પોથને માટે ઘણામાં ઘણા રૂ. ૨ અને છાબડી માટે રૂ. ૩ કરતાં વધારે આપવા નહીં

**અગીઆરમી કાનુન.** ચીઠીને માટે દર ચીઠીએ રૂ ૧ કરતાં વધારે આપવો નહીં. તેમજ ચીઠીઓને માટે એકંદર રૂ ૭૫ કરતાં વધારે થવા જોઈએ નહીં.

**બારમી કાનુન.** કોઇ પ્રસંગે ખાવુ અથવા મીઠાઈ મોકલવાની રીત હોય તે પ્રમાણે મોકલેલું ખાવુ અથવા મીઠાઈ રાખવાને ઉપલી કલમોથી બાધ આવતો નથી. તેમજ વર કન્યા જુદુ ઘર માંડે તે વખતે પોતાની મરજીમાં આવે તે પ્રમાણે મદદ આપવાને કન્યાનો બાપ મુખત્યાર છે. પરંતુ એ બાબે વરના તરફથી કાંઈ પણ બહાને કોઈ રીતની માગણી થઇ શકે નહીં. તેમજ ઉપર પ્રમાણે કન્યાનો બાપ કાંઇ આપે તેનો કાંઈ પણ ભાગ વરના બાપના ઉપયોગમાં લગાડી શકાશે નહીં.

**ટીકા.** માટલીઓ મોકલવાનો પ્રસંગ. વિવાહ મુકરર કર્યા બદલ અને પછી લગ્ન લીધા પહેલાં દર દીવાળીના તેહેવાર ઉપર તથા લગ્ન કર્યા પછી માંડવા છુટી તથા લગ્ન પછીના પેહેલા દીવાસા ઉપર તથા દીવાળી ઉપર અને હોળી ઉપર તેમજ કન્યાના પેહેલા આણાના પ્રથમના શીતળા સપ્તમીના તથા બ્રોના અને હોળીના દરેક તેહેવાર ઉપર તથા પેહેલા આણાના વળાવણુ વખત, તેમજ લગ્ન થયા પછી વરના બાપે કન્યાને માટે ગોરોના પેહેલા વરસે મોકલવી. અને માટલી લાવનારની શીખ માટે ફક્ત દીવાસાની માટલી બદલ રૂ ૧) અને બાકીની તમામ માટલીઓ વખત દર પ્રસંગે રૂ ૦ાા આપવો.

(ઉપરની કાનુનો બાર ખેડાજીલ્લાના તમામ લેઉવાને લાગુ કરી છે).

**ચોથી કલમ.** જે કોઇ સદરહુ પ્રકારની કાંય કાનુન તોડશે તેની ઉપર તે વાત માજીસ્ટ્રેટનો અધિકાર ચલાવનારા હરકોઈ અમલદારની આગળ સાબીત થશે તો તેને ઘણાંમાં ઘણી છ મહીના સુધી કેદની સજા અથવા એક હજાર રૂપિયા સુધી દંડ અથવા બેઉ શીક્ષા થશે. **કાનુનો તોડવા બાબત શીક્ષા.**

(ખેડાજીલ્લાના લેઉવા પાટીદારોએ ખાસ ચેતવણી લેવાની છે કે સરકારે આપણા ઉપર લાગુ કરેલી બાર કાનુનો માંહેની કોઈ એક પણ કાનુન તોડશે તેને ઉપરની કલમને આધારે સરકાર શીક્ષા કરશે.)

**પાંચમી કલમ.** આ આકટ પ્રમાણે શીક્ષા કરવા લાયક કોઇ ગુન્હા બાબત બીજા કોઇ કાયદા પ્રમાણે કોઇ માણસ ઉપર કામ ચલાવીને તેને શિક્ષા કરવાની મના આ આકટના કોઈ ઠરાવથી અથવા સદરહુ પ્રમાણે કરીને પ્રસીદ્ધ કરેલી કોઈ કાનુનના કોઈ ઠરાવથી છે એવું સમજવું નહીં; પણ એવું ઠરાવ્યું છે કે કોઈ માણસને એકના એક ગુન્હા બાબત બે વાર શીક્ષા કરવી નહીં.

**બીજાકાયદાપ્રમાણે કામચલાવવાનો અધિકાર કાયમ રાખ્યો છે.**

**છઠી કલમ.** પેહેલી કલમમાં કહેલુ ઝાહેરનામું જે માણસને લાગુ હોય તે માણસને જે નાની છોકરીનુ ગુજરાન ચલાવવાની કાયદા પ્રમાણે જરૂર હોય તે છોકરીના ગુજરાનનો તે માણસ યોગ્ય બંદોબસ્ત કરવાની ગફલત કરે છે તેથી છોકરીનો જીવ જવાની અથવા તબીયત બગડવાની ધાસ્તી છે એવું ડિસ્ટ્રીકટના માજીસ્ટ્રેટને માલમ પડે અને તેની નજરમાં આવે તો પોતાને યોગ જણાય તેહેવી નીધેબાની હેઠળ છોકરીને મુકવાનો તેને અધીકાર છે. અને જરૂર હોય તો તે છોકરીને તે માણસના તાબામાંથી તેણે કાઢવી.

**જે છોકરીઓબાબત ગફલત થતી હોય તેઓને નીધેબા હેઠળ મુકવાનો અધીકાર.**

ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટોને વ્યાજબી દેખાય તે પ્રમાણે સદરહુ છોકરીના ગુજરાન સારૂ મહિને ઘણામાં ઘણા પચાસ રૂપિઆ સુધી નીમનુક બાંધી આપવાનો તે માણસને હુકમ ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. અને તે માણસ તે હુકમ માનવાની જાણી બુજીને ગફલત કરશે તો જેટલી વાર હુકમ તોડશે તેટલી વાર વારંટ આપીને ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૧ મી કલમમાં કહેલી રીતે જેટલા રૂપિઆ લેણા નીકળતા હોય તેટલા વસુલ કરવાનો અધિકાર સદરહુ માજીસ્ત્રેટને છે.

સદરહુ કાયદાની ૩૧૬ મી કલમ પ્રમાણે માજીસ્ટ્રેટને જે અખતીયાર છે તેને આ કલમના કોઇ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહીં.

**સાતમી કલમ.** આ આકટ પેહેલવેહેલાં વાવ્ય પ્રાંતને તથા પંજાબને તથા અયોધ્યાનેજ લાગુ થશે. પણ ઇન્ડીઆ સરકારના પ્રત્યક્ષ તાબા માંહેના અયોધ્યા શીવાય બીજા મુલકના કોઇ ભાગને આ આકટ હુકમ કરીને લાગુ કરવાને અધીકાર ઇન્ડીઆના ગવરનર જનરલ ઇન કૌન્સી-

લને છે અને તે પોતપોતાના તાબા માંહેના મુલકના કોઈ ભાગને આ આકટ હુકમ કરીને લાગુ કરવાનો અધિકાર મદ્રાસના ગવરનર ઈન કૌંન્સીલને તથા મુંબાઇના ગવરનર ઇન કૌંન્સિલને તથા બંગાળાના લેફ્ટેનેન્ટ ગવરનરને છે.

ઇન્ડીઆ ગવરનર જનરલ ઈન કૌંસીલે આ કલમ પ્રમાણે જે હુકમ કર્યો હોય તે દરેક ઇન્ડીઆ ગ્યાજેટમાં છપાવીને પ્રસિદ્ધ કરવો. આ કલમ પ્રમાણે બીજે જે હુકમ કર્યો હોય તે દરેક હુકમ ઠેકાણું ઠેકાણુના સરકારી ગ્યાજેટમાં છપાવીને પ્રસીદ્ધ કરવો.

((True Translation,)

VENAYEK WASSOODEW,

Oriental Translator to Government.



## સરકારની સંપુર્ણ બાહીંધરી.

આપણી નામદાર માયાળુ કૈસરેહિંદ રાણી વિકટોરીઆના પ્રધાન કલકતાના વાઇસરાય કે રાજપ્રતિનિધિ યા ગવર્નર જનરલ સાહેબ બાહાદુરે આપણી નાતમાં ખુવારી ભરેલો થતો ખરચનો બચાવ કરવા જે આકટ લાગુ કર્યો, તે આકટને આધારે ચાલવાથી ગયાં પચાસ વરસ પેહેલાં જેવી રીતે આપણી નાત સુખ શાંન્તિમાં ચાલતી હતી તેવીજ રીતે હવે પછી આજ દીનથી આપણી નાત સુખ શાંન્તિથી ચાલશે. અને તેનું ખરૂ કારણ દીકરા દીકરી પરણાવવામાં પેહેરામણી વગેરે બીજા અવાઓમાં જે ભારે રકમોનો ખરચ કરવો પડતો, અને તેથી ચડસા ચડસીથી ભારે ખર્ચ કરી ખુવાર થતા તથા તેવા ખરચના બચાવ માટે જે શક આપણી નાતને માથે હતો તેવો શક હવે પછીથી આપણી નાતને માથેથી તદન નાબુદ થયો તેથી ચાલતો જમાનો બદલાઈ આપણી નાતનો જાણે ખરેખર નવો જન્મ થયા જેવુંજ બની ચુકયું છે. હવેથી સદરહુ કાયદાને અનુંસરી ચાલવાથી સઘળા પાટીદારો સુખશાંન્તિમાં રહેશે.

આપણે સઘળા જેઓ કુરસ્તે ચાલી હેરાન થતા હતા તેમને સુધારાને રસ્તે લાવનાર ઇંગ્રેજ ઉમરાવ મી. શેપર્ડ સાહેબ તથા હિંદુ ઉમરાવ ત્રબંકરાય વ્રજરાય સુબા સાહેબનો ઉપકાર આપણે તથા આપણા તનુજો

કદી વીસરનાર નથી તેની હમેશની યાદદાસ્તને માટે થોડુંક વર્ણન નીચે પ્રમાણે કરૂં છું.

## ઉમરાવોનો ઉપકાર.

### હરીગીત છંદ.

ઇંગ્લાંડથી ઈંગ્રેજ ઉમરાવો, અહીં આવ્યા ઘણા;
તે સર્વ માંહે શ્રેષ્ટ શ્રી શેપર્ડ, જેમાં નહીં મણા. ૧
સતર વરસની માહિતીથી, દુઃખ અમારાં જાણિને;
કીધી સભા ડંકપુર મધ્યે, હર્ષ અતિ ઉર આણિને. ૨
ઉન્નતિ અમારી દેખવાને, દુઃખનાં મુળ કાપવા;
વળી ન્યાતિનો ઉત્કૃષ્ટ કરવા, સુખનાં મુળ સ્થાપવા. ૩
અતિ પ્રેમ ઉરમાં આણિને, સદ્બોધ સૌને આપિઓ;
સર્વ તણા અનુમત થકી, સુખકાર ધારો સ્થાપિયો. ૪
શાણા સુબા શ્રી રાવ ત્રંબક, જે શ્રીમંત સરકારના;
લઇ સહાયતા પણ તેમની, પુરી કરી મન કામના. ૫

## ડાકોરની સભાની લીલા.

### લાવણી.

પૂરાતનથી આજ સુધીમાં, આવી સભા કદી ભરાઇ નથી,
આવો સુધારો થયો નથી કદી, ઘણીવાર બહુ નાત મથી;
દશ હજારથી અધીક નાતીલા, મૂદત પેહેલાં આવી મળ્યા,
દુખીઆરા ને દરદી લોકો, નાના મોટા સર્વ ભળ્યા. ૧
ઉમરાવોએ જાહેર સભામાં, ફરમાવ્યું સહુને એવું,
સુખ દુઃખ જેને હોય જેટલું, કહો જેને કેહેવું જેવું;
અડચણવાળા એમ બોલીયા, દુઃખ અમારૂં શું કહેવું,
પેહેરામણીની હદ નથી રાખી, અબળામાં પણ છે એવું. ૨
મોહો માગ્યા પૈસા ન મળ્યા તો, પુત્રી અમારી છાંડે છે,
પેહેરામણીથી પેટજ ભરવા, ફરી પરણી ઘર માંડે છે;
પુત્રી પરણાવ્યા પછી જાણે, ગુલામ ખરીદ કીધેલા,
મન સચવાયાં નહી જો તેનાં, કનડે મદ્ય જ્યમ પીધેલા. ૩
અરે દુઃખ અમારે ઝાઝાં, ખરી વાત નથી કહેવાતી,

પુત્રી તેડે નહીં કંઇકની, લાજ નથી તેની રહેતી;
આનેલા કુળવાનો બોલ્યા, એ અકલહીણુ મોટા છે,
કોણુ કહેજે કન્યા આપી, સઘળા વાંધા ખોટા છે. ૪
પુષ્કળ પૈસા સાથે કન્યા, દેછે ફરમાશો લાવી,
લલચાવે લાલચ બહુ દઇને, તેથી અમારે દીલ ભાવી;
કુળ કુળ કરી સઘળા શોધે, એ સઘળા નાના મોટા,
ચોર લુંટારૂ અમે છીએ, છતાં વાળે ગરબડ ગોટા. ૫
ત્રણુ દરકાથી નાત અમારી, તેર ગામની જુદી છે,
તોપણુ દોડી આવે બીજી, તે સઘળીને દુભી છે;
છશેરનું છોકરૂ અમારૂં. સોનુ આપે સવા છશેર,
અગાઉમાં પછી તેટલું લઈએ, તોપણુ દોડી આવે ઘેર. ૬
એક ત્રીયાને સુખ ન દેખે, તોપણુ બીજી આપે છે,
કહો ભાઇ એ વાંકજ કોનો, અમને કેમ સંતાપે છે;
આગેવાનના યોગે કરીને, અમે મનાયેલા મોટા,
ઘર ઘરના જ્યારે પટેલ બનીયા, તે દીવસથી પડયા ખોટા. ૭
કન્યા અમારામાં પુશ્કળ છે, નથી અમારે તેની ગરજ,
પૈસા કારણુ કન્યા લઈએ, કુળવાનની એજ અરજ;
અરજ અમારી ખરેખરી છે, મોડ મોડ નથી વીસ્તારી,
દીવો લઈને કુપ દેખાડયો, છતાં પડે દુખીઓ ભારી. ૮

### નાતની ફરજ.

કુળવાનોની અરજ ઉપરથી, માફી માગુ નાત તણી,
એ બોલ કહેવાના કહુ છું, સ્વીકારશો તે હેત ગણી;
લાખો લાખ રૂપૈયા ખર્ચ્યા, કુળવાન મોટા માની,
ગયા પાણીમાં તણાઇ તેતો, આતો અતિશય થઇ હાની. ૯
અંધારાં ઉલેચ્યાં આ તો, ડાહ્યા મુરખ કહેવાયા,
વિવેક જાણી ડોટ કાઢીતી, આ વખત કે લેવાયા;
અણુ ખપના અજ્ઞાની ગણીને, હાડ છેડ કરી બહુ હાકયા,
જાઓ જાઓ કહી નકામા જાણી, તમને તજતા બહુ થાકયા. ૧૦
ચોર લુંટારૂ ખરેખરા એ, કબુલ કર્યું જાણે સૌ દેશ,
આખી નાતને લુંટી ખાધી, જુઠા કુળનો ધરીને વેશ;

(પણ) દશ કોશીના ઝવેરીઓને, પારખ પેહેલેથીજ પડી,
કુળવાનથી મોટા બનીયા, ખબર એગની ખરી પડી. ૧૧
એ રીતે જેણે સંપ કરીને, ચોર લુટારૂ ત્યાગ કર્યા,
ઇશ્વરના ગુન્હાથી ઉગર્યા, શાંન્તિ પામી સુખી ઠર્યા;
છુટા ભોળપણે કુટાયા, જાણે મળશે મોટાં માન,
તેવાને હેવાન બનાયા, લેશ નહીં માન્યો એ શાન. ૧૨
વળી કર્ત્તા કદી ગુન્હો ગણશે, નકામી દીધી જે કન્યા,
અનજાણ્યાથી માફ કરે કદી, જાણ્યા પછી દીધે અન્યા;
જમના વોહોર્યે જમપુરી મળશે, ખરે સાર નીકળ્યો એવો,
બરોબરીમાં કન્યા દઇને, શાંન્તિનો મારગ લેવો. ૧૩
અમદાવાદીઓના કરતાં, અધીક દીઠા આ અવળા,
સંપ કરીને સહીઓ આપી, ત્યાગ કરી દીધા સઘળા;
દેવ ભુગીમાં દેવ સાક્ષીથી, કબુલ સઘળાએ કીધુ,
ઉચ્ચીષ્ટ અનને કદી ન જમવુ, સઘળાએ સમજી લીધુ. ૧૪
ઉચ્ચીષ્ટ જાણી ત્યાગ કરેલુ, જો કદી જમવાને બેસે,
ધર્મ ભ્રષ્ટ થઈ પાપજ વોહોરી, જરૂર જમ પુરીએ પેસે;
સમજુને ઇશારત ને બાઈ, અણ સમજુ જુતીઆં ખાશે,
હવે પછી જે કુલીન શોધશે, તે નકી નરકે જાશે. ૧૫

---

ઉપર પ્રમાણે દેવ અને રાજાની સમક્ષ કબુલ થઇ લેઉવા પાટીદારોએ જે નાત સુધારો પોતામાં દાખલ કરાવ્યો તેથી સઘળા પાટીદારનાં દીલ શાન્ત થયાં.

તો પણ પરીપુરણ રીતે મનમાનતો સુધારો દાખલ થવામાં થોડી ન્યુનતા બાકી રહી. ડાકોરની ઝાહેર સભા વખત જે પંદર કાનુનોનો મુસદ્દો ઠરાવી તેની કબુલાતની જે ત્રીસ હજાર પાટીદારોએ સહીઓ આપી હતી તે મુસદ્દાની ખરી વજનદાર જે પંદરમી કાનુન તે સરકારે નીધામાં લીધી નહી. પણ બાકીની ચૌદ કાનુનોના સમાવેશની બાર કાનુનો સરકારે મંજુર કરી લાગુ કરી. તેની સાબીતી પાછળ બતાવેલા મુસદ્દાની અને લાગુ કરેલા ઝાહેરનામાની રૂલો સરખાવતાં માલુમ પડશે.

આ ખરી વજનદાર પંદરગી કાનુન મંજુર નહીં થવાથી ચરોતર, કાનમ વગેરે નાતના ઓહોળા ભાગના ગામોના લોકોનું નવા ગાનેલા સાડા-તેર ગામોને કન્યા આપવાનું બારૂ ખુલ્લું રહ્યું. અને તેથી તેવાં તમામ છુટાં ગામોના લોકોનાં દીલ ખાટાં રહ્યાં તથા બેદીલી જણાવા લાગી. પણ સરકારે બાંહેધરી પુરી પાડવા કસર રાખી નહી. નામદાર એક ખાસ ઠરાવ મુંબાઇ સરકારે તા. ૧૩–૨–૮૯ ને રોજ નંબર ૫ નો પાટીદારોને માટે કરી આપ્યોકે ડાકોરની જાહેર સભામાં ઠરાવેલા મુસદાની ૧૫ મી કાનુન કાયદાને આધારે નહીં હોવાથી સરકારે નીધામાં લીધી નથી **તો પણ નાતના લોકો પરસપર સમજણથી એવી રૂલ પોતાનામાં ખાનગી રીતે દાખલ કરશે તે વાતને સરકાર હરકત કરશે નહીં.**

આ ઠરાવથી સાફ સમજાય છેકે સદરહુ પંદરમી કાનુનના આધારનો ખાનગી રૂલનો દસ્તાવેજ કરવામાં સરકાર હરકત કરશે નહીં, તો પછી સરકાર ખાસ મદદ કરશેજ એમ નકી સીદ્ધ થયું.

ઉપર મુજબ સરકારે એક ખાસ ઠરાવ કરી આપ્યો. તેથી ચરોત-રનાં ૬૦–૬૫ ગામોના પાટીદારોએ તા. ૧૭–૨–૮૯ ને રોજ શ્રી વડતાલ મુકામે ભેગા મળી સદરહુ પંદરમી કાનુનના આધારનો સતાવીસ કલમોનો દસ્તાવેજનો ખરડો લખી તેના ઉપર સ્ટાંમ્પ કેટલો જોઇએ તેને માટે ખેડા જીલ્લાના કલેકટર સાહેબ તરફ સદરહુ ખરડો મોકલવામાં આવ્યો. જીલ્લાના કલેકટર સાહેબે ઉતર વીભાગના કમીશનર સાહેબને સદરહુ વીશે ખુલાસો પુછતાં તેઓ સાહેબના ઈંગ્રેજી કાગળ નંબર ૮૨૨ તા. ૧૯–૩–૮૯ નો હુકમ આપ્યો કે **એ દસ્તાવેજ ઉપર પેહેલા પુષ્ટની ૫ મી રક-મ પ્રમાણે આઠ આનાનો સ્ટાંમ્પ જોઇએ અને આ દસ્તાવેજના પેહેલા મુસદાના ખરડાનાં આખાં સીટ સાત છે તેના ઉપર અ-મોએ અમારી સહીનાં નીશાન કર્યાં છે.** આ જવાબથી સ્ટાંમ્પ વા-પરવાના ખરા ખુલાસા સાથે વળી સદરહુ મુસદાનાં આખાં સાતે શીટ ઉપર કલેક્ટર સાહેબે પોતાની સહીનાં નીશાન કરી રજીષ્ટર કરી આપ્યો.

ઉપર પ્રમાણે ૧૫ મી કાનુનને આધારે કરેલા દસ્તાવેજને સરકાર તરફથી આઠ આનાનો સ્ટાંમ્પ વાપરવાનો રજીષ્ટર સાથે ખુલાસો મળ્યા પછી એ પેહેલા મુસદાના ખરડાની અકેકી નકલ ચરોતરનાં છુટાં ૭૫ ગામોમાં મોકલવામાં આવી. તે દસ્તાવેજની નકલથી સઘળાં ગામોના પા-ટીદારોએ વાંચી વંચાવી વાકેફ થઈ એજ દસ્તાવેજને અનુસરીને ચાલવા

કબુલ થઈ પોત પોતાના ગામના આગેવાન માણસને પોતાના ગામના વ-હીવટદાર ઠરાવી નાતના પાકી ઉંમરના મરદોએ પોતાની સહી કરીને તથા તેના ખરાપણા માટે સાક્ષીઓ કરાવી આપી સદરહુ વહીવટદારોને વાકેફ થયેલા ખરડા સાથે સહીઓ આપી એક પાકો દસ્તાવેજ સંપુર્ણ કરવા સઘળા પાટીદારો ખુશી થયા.

પછી સંવત ૧૯૪૫ના ચૈત્ર સુદી ૨ ને વાર ભોમે તા. ૨ અપ્રેલ સન ૧૮૮૯ ને રોજ શ્રી વડતાલ મુકામે સદરહુ ૭૫ ગામોના પંચોતેર વહીવટદારો તથા બીજા આગેવાને મળી આશરે પાંચહજાર માણસોએ ભેગા થઈ સદરહુ કલેકટર સાહેબે પોતાની સહીનાં નીશાન કરી રજીષ્ટર કરેલાને મંજુર કરેલા પેહેલા મુસદ્દાનાં આખાં શીટ સાત મુજબ **આઠ આનાના સ્ટાંમ્પ** ઉપર એક અસલ દસ્તાવેજ લખી તે નીચે સઘળા વહીવટદારોએ પોતપોતાના ગામની તમામ સહીઓ ચોઢી સદરહુ દસ્તા-જ સંપુર્ણ કરવામાં આવ્યો. એ દસ્તાવેજની નકલ નીચે પ્રમાણે.

**મુંબઇ સરકારના ઠરાવ નંબર ૫ તા. ૧૩-૨-૮૯ના ઠરાવ મુજબ ચરોતરનાં ૭૫ ગામોના પાટીદારોએ પરસપર સમજણ-થી પોતપોતામાં દાખલ કરેલી ૨૭ કલમોનો કરાર નીચે મુજબ.**




## કરાર.

ખેડા જીલ્લાના લેઉવા પાટીદારોની નાતમાં લગ્ન સંબંધી તથા બીજી રીતે હદ કરતાં વધારે ખરચ થવાને લીધે કન્યા પરણાવવા માટે ઘણી મુશ્કેલીઓ નડવા લાગી. તથા કન્યાની જીંદગાની માટે યોગ્ય સંભાળ ર-હેવામાં ઢીલ જેવું જણાઇ આવવાથી સરકારે તા૦ ૨૯ જાનેવારી સને ૧૮૮૯ ના રોજ નંબર ૩૮૨ નો ઠરાવ થએલો. તે તા૦ ૩૧ જાનેવારી સને ૧૮૮૯ ના રોજના મુંબાઇના સરકારી ગેજીટના ભાગ ૧ ના પાને ૧૬ મે. સન ૧૮૭૦ ના આકટ ૮ માની કલમ ૩ મુજબ ધારા છપાવી

પ્રસીદ્ધ કરી ખેડા જીલ્લાના તમામ ગામોને લાગુ કર્યો છે—તે ધારાનો હેતુ લેઉવા પાટીદારની નાતની કન્યાઓના બચાવને તથા અણઘટતા ખરચના બચાવને જ્ઞાતિના લોકોની સ્થીતિમાં સુધારો કરવાનો છે અને તે નાતના સાર્વજનીક હીતનો છે તે ધારાનો હેતુ વધારે સારી રીતે પાર પાડવા સારૂ તથા લેઉવા પાટીદારોમાં જે નીતી ભરેલા તથા સંસારી રીવાજો છે. તે વધારે સારી રીતે સચવાય તથા તેમાં સુધારો થાય તેટલા કારણ સારૂ નીચે લખેલાં ગામો આશરે સાઠ પાંસઠના લેઉવા પાટીદારોનો એવો વીચાર શ્રી **વરતાલ** ગામે થયેલો કે, ઉપર કહેલા સરકારે પ્રસીદ્ધ કરેલા ધારાનો અમલ ફોજદારી રીતે સરકારથી ચલાવવામાં આવશે. તેની સાથે સદરહુ એકઠાં મળેલાં ગામોએ તે રૂલનો ભંગ સદરહુ ગામોમાં થાય નહી તેટલા માટે નીચે મુજબ ઠરાવો કરી તેનો અમલ કરવો તથા ઉપર કહ્યા મુજબ સંસારી હાલતમાં તથા નિતિના મારગમાં વધારો થાય, તેના સુધારાને સારૂ સરકારે પ્રસીદ્ધ કરેલા ધારામાં નીચે લખેલા ધારાની પણ અવસ્ય જરૂર છે, તેથી તે ધારા પણ સદરહુ એકઠા મળેલા ગામોમાં ચલાવવા મુનાસબ ગણી કબુલ ગણ્યા છે. તેથી સદરહુ એકઠાં મળેલાં ગામોએ ઠરાવો કબુલ કર્યા છે અને તે સદરહુ ધારાનો અમલ કરવા સારૂ તથા જેમ જેમ જરૂર જણાય તેમ તેમ ફેરફાર યા નવી રચના સારૂ ઘટતા નીયમોની જરૂર છે, તેથી તે નીયમો પણ નીચે મુજબ દાખલ કરયા છે. એ રીતે ઉપર લખેલા સરકારે પ્રસીદ્ધ કરેલા ધારા તથા તે સીવાયના ઠરાવ તથા ધારા તથા નીયમો ઉપર લખ્યા મુજબ એકઠાં મળેલાં ગામોએ આપસ આપસ એક કરાર કરી પાળવા માટે કબુલ થઇએ છીએ. અને સદરહુ કરાર પ્રમાણે ચાલી વરતવા માટે જે જે ગામો સામેલ થવા ખાએસ બતાવે તે બાબતો પણ નીયમો કરવાની અગત્ય માલમ પડવાથી તે બાબત પણ નીયમો દાખલ કરયા છે. તે રીતે સરવે ધારા તથા નીયમો મુજબ ચાલવા સદરહુ એકઠા મળેલા ગામો આ કરારનો દસ્તાવેજ કરી આપસ આપસ બંધાઈએ છીએ કે સદરહુ કરાર અમોએ સાવધાનપણાથી તથા વાંચી વંચાવી તથા સમજી તથા પરમેશ્વરને હાજર જાણી અમારા વાસ્તે તથા અમારા વારસોને વાસ્તે તથા અમારા વાલી વારસોને વાસ્તે બંધાઇએ છીએ કે સદરહુ કરાર મુજબ અમે ચાલીશું તેની કબુલતનો આ કરારનો દસ્તા-

વેજ સદરહુ ગામો અરસ પરસ કરીએ છીએ તે કબુલ છે. ચરોતરનાં ગામો નામે પેટલાદ તાબાનું ૧ સોજીત્રા તથા ૨ વસો તથા ૩ નડીઆદ ૪ કરમસદ વડોદરા પાસેનુ ૫ સાવલી (જરોદ પાસેનુ) ૬ ધરમજ ૭ ભાદરણુ ૮ તારાપર ૯ નાર ૧૦ સુણાવ ૧૧ પીહીજ ૧૨ ઓડ ૧૩ ઊતરસંડા તથા ઊપર કહેલા વસો પાસે ૧૪ અલીંદરા એ ગામો કુલીન કહેવાય છે તે ગામોમાં હદ કરતાં વધારે ખરચ સાથે કન્યા પરણાવવાનો ચડસ લેઉવા પાટીદારોમાં થવાથી તે શિવાયના બીજા ગામોને કન્યા મળવાની મુશ્કેલાઇમાં વધારો થતો જતો હોવાથી તથા કન્યાની સંભાળ બીલકુલ રહેતી નહોતી તથા ખરચમાં ઘસાઇ જવાથી સદરહુ ચઊદ ગામોમાં કોઈએ કન્યા પરણાવવી નહીં અને પરણાવે તેને આ દસ્તાવેજના કરાર કબુલ કરનારા ગામોમાંથી સીધી રીતે અથવા આડકતરી રીતે સારા અથવા નરસા પ્રસંગે કોઈ પ્રકારે સંબંધ રાખવો રખાવવો નહીં અને તે હમેશાંને માટે દુર થશે તથા આ ઠરાવમાં સામેલ રહી ભંગ કર્યા બાબત તે સાથે રૂ ૫૦૦૦ અંકે પાંચ હજાર રૂપીઆ સરકાર ચલણી દંડ આ દસ્તાવેજમાં લખેલા કરાર મુજબ ચાલનારા ગામોને આપવો પડશે. સદરહુ દંડની રકમ આપવાથી તે સખસ ફરીથી સામેલ થવાને હકદાર છે એમ સમજવું નહી.

૨ પહેલી કલમમાં લખેલા શખસની પક્ષ કરશે અથવા કોઈપણ પ્રકારે મદદ કરશે તો તે માણુસ પણ સદરહુ કલમમાં કહેલી સજાને પાત્ર થશે.

૩ ઉપર કહેલી બે કલમમાં લખ્યા મુજબ જે ગામ ચાલશે યા કરારનો ભંગ કરશે તેણે રૂ ૧૫૦૦૦ અંકે પંદર હજાર રૂપીયા સરકાર ચલણી દંડ આપવો પડશે. ને હમેશાંને માટે દુર રહેશે. દંડ આપવાથી તે ગામ પાછું દાખલ થવા હકદાર છે એમ સમજવું નહી.

૪ આ કરાર કબુલ કરનાર ગામોમાં હરેક ગામના તથા તે ગામના જે કોઇ લેઉવા પાટીદાર આ કરાર કબુલ કરવામાં સામેલ થાય નહી તેની સાથે કોઈપણ પ્રસંગે સીધી અથવા બીજી રીતે કોઇ પ્રકારે સંબંધ રાખવો નહી. અને તેથી ઉલટી રીતે ચાલશે તે દરેક શખસે રૂ ૫૦૦૦) અંકે પાંચ હજાર રૂપીયા દંડ આપવો પડશે. અને હમેશાંને માટે ફીરકત રહેશે. દંડ આપવાથી પાછો સામેલ થવાને તે હકદાર છે એમ સમજવું નહી.

૫ કલમ ૪ માં લખ્યાથી ઉલટી રીતે ચાલનારા શખસોનો પક્ષ ક-

રશે અથવા સંબંધ રાખશે તે ગામે રૂ ૧૫૦૦૦) અંકે પંદર હજાર સરકાર ચલણી દંડ આપવો પડશે અને હમેશાંને માટે વીરક્ત રહેશે. દંડ આપવાથી પાછું દાખલ થવા હકદાર છે એમ સમજવું નહી.

૬ સરકારે પ્રસીદ્ધ કરેલા ધારા વીરૂદ્ધ જે કોઇ ચાલશે તે બાબત નીચે મુજબ ઠરાવ કર્યો છે.

> ૧ પેહેલી રૂલ (ધારા) વીરૂધ્ધ ચાલશે તેને રૂ ૨૦૦૦) અંકે બે હજાર સરકાર ચલણી દંડ આપવો પડશે અને તે શીવાયના રૂલ વીરૂધ ચાલશે તેને રૂ ૧૦૦) અંકે સો રૂપીયા સરકાર ચલણી દંડ આપવો પડશે.

૭ આ કરાર કબુલ કરનાર ગામોમાં ઉપર કહેલા ચઉદ ગામોના કલીઆણુ ભાગના નોંધમાં (એટલે ચઊદ ગામમાં કલીઆણ ભાગ તરફથી પોતાના કુટંબી તરીકે ચીઠી વેહેવાર ચાલુ હોય) જે માણુસ રહેતો હોય તે આ ઠરાવમાં સામેલ રહે નહીં તો તેમની સાથે સારે નરતે સંબંધ રાખવામાં આ ઠરાવથી હાલ અટકાવ રાખ્યો નથી. તે સિવાય બીજા તમામ ઠરાવ તેમની બાબતમાં પણ લાગુ છે. તે સીવાયના તમામ લેઉવા પાટીદારો જે આ કરારમાં સામીલ રહે નહીં તેને આ ઠરાવ લાગુ છે.

૮ સ્રીની ઉમર ત્રીસ વરસની થાય ત્યાં સુધી ફરીથી કોઇ પુરૂષે પરણવું નહીં, અને સ્રીને ઉપર કહેલી ઉમ્મર સુધીમાં છોકરાનું ફરજન હયાત નહીં હોય તો પછી પરણવાની છુટ છે. અને સ્રીની ત્રીસ વરસની ઉમ્મર પેહેલાં પણ પોતાના ગામવાળાની પરવાનગીથી ફરી પરણવા બાદ નથી.

૯ આપણી નાતની સ્રીઓને તથા પરણેલી દીકરીઓને સીમમાં જવાનો ચાલ નથી. તે રીવાજથી જે ઉલટું ચાલશે તેને તેના ગામવાળાએ સજા કરવી.

૧૦ કન્યા પરણાવવામાં કોઈએ કન્યાનો પૈસો લેવો નહીં. આ નીયમથી જે ઉલટું ચાલશે તેને તે ગામવાળાએ સજા કરવી. તેમ કરવામાં કસુર કરશે તો એક વરસ પછી બીજા ગામવાળા વિચાર કરી જે ઠરાવ કરશે તે મુજબ તે ગામે વર્તવું પડશે.

રડવા કુટવાનો રીવાજ હદ કરતાં બાઇરાંમાં વધી ગયો છે. તે બાબતમાં હાલ એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે પોતાના કુળીઆ પાસે

અને તળાવ ઉપર રડવા કુટવાની તથા રસ્તામાં ફકત રડવાની છુટ છે. આ શિવાય બીજા કોઇ પ્રકારની છુટ નથી. આ રીતનો રીવાજ ચાલુ રહે અને તેથી ઉલટી રીતે કાંઈ દાખલો બને તે બાબતમાં ગામવાળાએ વખતસર નસીહત કરી બંદોબસ્ત કરવો.

૧૨ સરકારે પ્રસીદ્ધ કરી ફેલો લાગુ કરી છે તે ખેડાજીલ્લાના રાજ્ય શિવાયનાં બીજાં ઈંગ્રેજી તથા બીજા રાજ્યનાં ગામો જે આ કરારમાં સામેલ હોય તેપણુ આ ઠરાવના નીયમો તથા તે નાયમોથી ઉલટા ચાલે તે બાબત આ કરારમાં ઉપર કહેલી સજા લખી છે તેને પાત્ર થશે.

૧૩ બઈરીની ખોરાકી પોશાકીની બાબત પ્રથમ નાતે બંદોબસ્ત કરવો તે પેહેલાં સરકારમાં ફરીયાદ કરવી વાજબી નથી.

૧૪ આ કરારમાં જે સખસ અથવા ગામ સામેલ ના હોય તેને કોઈએ કન્યા આપવી અપાવવી નહીં. અને આપશે અપાવશે તો ઉપર કહેલા ચઉદ ગામોમાં કન્યા આપવા બદલ જે સજા લખી છે તે સજાને પાત્ર થશે.

૧૫ ગામ દીઠ અકેકો મુખત્યાર યા વહીવટદાર નીમવામાં આવશે તેમનાં નામ નીચે મુજબ છે. મુખત્યાર યા વહીવટદાર હયાતી સુધી છે પરંતુ જે ગામના અડધ કરતાં વધારે સખસો આ કરારમાં સામેલ નહી હશે તેમને મુખત્યાર યા વહીવટદાર આપવાનો એટલે નીમવાનો અધીકાર નથી. વહીવટદાર યા મુખત્યાર પોતાના રાજીનામાથી અથવા મરણના કારણથી કમી થશે તો એક વરસની અંદર તે ગામવાળાએ કાયદા પ્રમાણે નવો વહીવટદાર નીમવો. અને બાકીના જેટલા હયાત વહીવટદાર હશે તેને નીમતા સુધી હશે તેમને કરેલા ઠરાવોની સત્તા ચલાવવાનો અધીકાર છે.

૧૬ વહીવટદારોને કોઈપણ માણુસની જરૂર જણાશે તો કેવું માણુસ અને કેવી જોખમદારીથી માણુસ નીમવો તેનો અધીકાર છે.

૧૭ આ ઠરાવોના કર્તવ્ય કામને માટે ખરચ સારૂ વરાડે ખરચના બંદોબસ્તની જવાબદારી દરેક વહીવટદાર ઉપર છે અને તે વહીવટદારને તે બાબત પોતપોતાના ગામે તુરત સવડ કરી આપવી.

૧૮ નીયમોમાં વધારો કરવાની તથા કમી કરવાની તથા ફેરફાર કરવાની સત્તા વધારે મતથી વહીવટદારોને છે. અને તે ઠરાવો આ ઠરાવોમાં દાખલ કર્યા છે. અને અમોએ કબુલ કર્યા છે એમ ગણવામાં આવશે.

૧૯ હાજર થએલા વહીવટદારોને કામ કરવાનો અધીકાર છે પરંતુ પ્રથમ મીટીંગમાં ૬ ને એજ બાબત ફ બીજી મીટીંગમાં વહીવટદારો જોઇએ. અને તે પછી જેટલા હાજર હોય તેટલાને કામ કરવાને સત્તા છે અને તે જે ઠરાવ કરશે તેનો અમલ કરવા તમામ ગામો બંધાએલાં છે.

૨૦ વહીવટદારોને દીવાનીમાં અથવા બીજી જગાએ દાવો અથવા ફરીઆદ અથવા અરજ વીગેરે કામ કરવાને પોતા તરફથી તથા કરાર કબુલ કરનાર ગામો તરફથી અધીકાર છે. પરંતુ તે બાબતમાં વધુમનસ્વી કાંઇ કામ કરવું નહીં.

૨૧ કરાર કબુલ કરનાર ગામને ઊપર કહેલા કારણ સિવાય જુદુ કરાશે નહીં.

૨૨ જે ગામ આ કરાર કબુલ કરશે તે ગામને ઉપરના તથા હવે પછી થાય તે તમામ નીયમો લાગુ થશે.

૨૩ જે દંડ અથવા બીજી રકમ આ પંચમાં આવે તે આ કરાર કબુલ કરનાર લેઊવા પાટીદારોની મીલકત થશે અને જે લેઊવા પાટીદાર જેમ જેમ છોટ કબુલ રાખી રહ્યા હશે તે રીતાય બીજાનો કાંઇ હક નથી. અને તે રૂપીઆ આ ઠરાવમાંના લેઊવા પાટીદારોના છોકરાની કેળવણી પાછળ વાપરવામાં આવશે.

૨૪ વહીવટદારોને ચાલુ કામ કરવા માટે દશ માણસોની પોતાનામાંથી કમેટી નીમવાને સત્તા છે પરંતુ કંઇ પણ અખતીઆર અથવા નીયમોની બાબતમાં કાંઈ પણ સત્તા ચલાવવાનો અધીકાર કમેટીને નથી.

૨૫ આ કરારમાં નવું ગામ દાખલ કરવું હોય તો તે ગામ નીરદોશ હોય તો દશ વહીવટદારોની સંમતીથી તે ગામ દાખલ કરી શકાય. પણ જે ગામના લેઊવા પાટીદારો પઇકીમાંના કોઈ પણ માણસે કુલીઆન ગામને કન્યા આપી હોય તો તમામ વહીવટદારોની સંમતીથી તેના ઘરની બીજી કન્યા આ ઠરાવ પૈકીના ગામોમાં આપે ને પંચ જે દંડ ઠરાવે તે આપે તો દાખલ થઇ શકે.

૨૬ આ ઠરાવમાં સામીલ થએલા ગામોમાંથી કેટલાંએક ઘરાં ઠરાવમાં દાખલ થયા નથી, તે ઘરાંને ફરીથી આ ઠરાવમાં દાખલ થવું હોય તો તેજ ઘરની કન્યા આ ઠરાવમાં સામીલ થએલા ગામોમાં આપે ને પંચ જે દંડ ઠરાવે તે આપે તો તે માણસ દાખલ થઈ શકે.

૨૭ આ કરાર કરનાર ગામો તથા તેના વહીવટદારનાં નામ નીચે મુજબ છે:—

૧ કસ્બે ગહુધા. વહીવટદાર દેસાઇ. નાગરભાઈ શંકરભાઇ. ૨ આણંદ વહીવટદાર પટેલ. કાશીભાઈ પરભુદાસ. ૩ મોજે પામોલ વહીવટદાર પટેલ. જીવાભાઇ વરજભાઇ. ૪ મોજે આજીદરા (મોહોલેલ પાસેનું) વહીવટદાર પટેલ. વાઘજીભાઇ રણછોડભાઇ. ૫ મોજે ડભોત વહીવટદાર પટેલ. કુંવરભાઇ ભુલાભાઇ. ૬ મોજે નરસંડા વહીવટદાર પટેલ શંકરભાઇ ખોજીદાસ. ૭ મોજે વેગુા વહીવટદાર પટેલ. હરીભાઇ જેસંગભાઇ. ૮ મોજે ગંભીરા વહીવટદાર પટેલ. જેઠાભાઇ મથુરભાઈ. ૯ મોજે આખડોલ વહીવટદાર પટેલ. મકનદાસ નથુભાઈ. ૧૦ મોજે ગરીડા વહીવટદાર પટેલ. કીસોરભાઇ વેણીભાઇ. ૧૧ મોજે ભોચાસણ વહીવટદાર પટેલ. કસનદાસ કસીભાઇ. ૧૨ મોજે રૂદેલ વહીવટદાર પટેલ. મથુરભાઇ બાઈલાલ. ૧૩ મોજે પીપલગ વહીવટદાર પટેલ. દાજીભાઈ ઓતમદાસ. ૧૪ મોજે વડોદ વહીવટદાર પટેલ. સુનદાસ વલવદાસ. ૧૫ મોજે લાંભેલ વહીવટદાર પટેલ. રણછોડભાઈ કલ્યાણદાસ. ૧૬ મોજે કણજરી વહીવટદાર પટેલ. મથુરભાઈ બાપુજી. ૧૭ મોજે બાંમણગામ વહીવટદાર પટેલ. જીવાભાઈ કાલીદાસ. ૧૮ મોજે ગલાતજ વહીવટદાર. પટેલ. કાશીભાઈ મનોરભાઇ. ૧૯ મોજે સાસતાપુર વહીવટદાર પટેલ. તળસીભાઇ કસનદાસ. ૨૦ મોજે અડાસ વહીવટદાર પટેલ. નારણભાઇ રામદાસ. ૨૧ મોજે તરાજ વહીવટદાર પટેલ. વીઠ્ઠલભાઈ લખમીદાસ. ૨૨ મોજે વારોલ વહીવટદાર પટેલ. દ્વારકાદાસ વરજભાઇ. ૨૩ મોજે અજરપુરા વહીવટદાર પટેલ. અવચળ વાહાલાભાઇ ૨૪ મોજે ડભાંણ વહીવટદાર પટેલ. નાથાભાઈ કાળીદાસ. ૨૫ મોજે સંહોજપર વહીવટદાર પટેલ. જીવાભાઇ અમથાભાઇ. ૨૬ મોજે પીપલાવ વહીવટદાર પટેલ. ખોડાભાઈ દેવજી. ૨૭ મોજે એસાણાત વહીવટદાર પટેલ. લલુભાઇ દાજીભાઇ. ૨૮ મોજે રાસ વહીવટદાર પટેલ. વરજભાઇ સખીદાસ. ૨૯ મોજે પાલજ વહીવટદાર પટેલ. ખોડાભાઈ મહીજીભાઈ. ૩૦ મોજે જારોલા વહીવટદાર પટેલ. ઓતમભાઈ ગીરધરભાઇ. ૩૧ મોજે અલારસા. વહીવટદાર પટેલ. ઈશ્વરભાઇ નરસીદાસ. ૩૨ મોજે કાસીંદરા વહીવટદાર પટેલ. ગોરધનભાઇ સાંમળભાઇ. ૩૩ મોજે વડદલા. વહીવટદાર પટેલ. ધરમદાસ ભુલાભાઇ. ૩૪ મોજે મણુસેરા વહીવટદાર પટેલ. મથુરભાઇ

ગોકલદાસ. ૩૫ મોજે સજાયા વહીવટદાર પટેલ. દવારકાંદાસ તળસીભાઇ ૩૬ મોજે આમોદ વહીવટદાર પટેલ. જીવાભાઇ ભુલાભાઇ. ૩૭ મોજે સલુણ વહીવટદાર પટેલ. મથુરભાઈ જેસંગભાઇ. ૩૮ મોજે ચીખોદરા વહીવટદાર પટેલ. ઇશ્વરભાઈ શંકરભાઈ. ૩૯ મોજે વાંઠવાલી વહીવટદાર પટેલ. ગોકળભાઈ વાહાલાભાઈ ૪૦ મોજે મોહોલેલ વહીવટદાર પટેલ. ડાહ્યાભાઈ કાસીભાઇ. ૪૧ મોજે પંડોલી વહીવટદાર પટેલ. દેસાઇભાઇ ગણેસજી. ૪૨ મોજે મોગરી વહીવટદાર પટેલ. દેશાઇભાઇ ભીખાભાઈ. ૪૩ મોજે ચાંગા વહીવટદાર પટેલ દેસાઇભાઇ જીવાભાઈ. ૪૪ મોજે ખંભાલેજ વહીવટદાર પટેલ. લાલભાઇ ઘેરીભાઈ. ૪૫ મોજે વધાસી વહીવટદાર પટેલ. ગંગલભાઈ મથુરભાઈ. ૪૬ મોજે સારસા વહીવટદાર પટેલ. અમથાભાઇ વરજભાઇ. ૪૭ મોજે ગાંના વહીવટદાર પટેલ. કીસોરભાઈ ભગવાનદાસ. ૪૮ મોજે ગહેળાવ વહીવટદાર પટેલ. બાપજી નથુભાઇ. ૪૯ મોજે ત્રાંણુજા વહીવટદાર પટેલ. નાથાભાઈ તળસીભાઈ. ૫૦ મોજે નાહાપાડ વહીવટદાર પટેલ જવેરભાઈ એચરદાસ. ૫૧ મોજે નાવલી વહીવટદાર પટેલ. ઘેરીભાઇ હરખજી. ૫૨ મોજે ગાજડી વહીવટદાર પટેલ. કાસીભાઇ બાજીભાઇ. ૫૩ મોજે રણોલી વહીવટદાર પટેલ. ત્રીકમભાઇ જોરાભાઈ. ૫૪ મોજે વરતાલ વહીવટદાર પટેલ. મથુરભાઇ જોરાભાઈ. ૫૫ મોજે ડેહેમેલ વહીવટદાર પટેલ. કસીભાઇ જીજીભાઈ ૫૬ મોજે બાંધણી વહીવટદાર પટેલ. જવેરભાઇ ગલાભાઈ. ૫૭ મોજે બાકરોલ વહીવટદાર પટેલ. રણછોડભાઈ માધવદાસ. ૫૮ મોજે ડુંગરાલ વહીવટદાર પટેલ. મોતીભાઈ વાઘજીભાઇ. ૫૯ મોજે ગુતાલ વહીવટદાર પટેલ. નારણભાઇ જીવાભાઇ. ૬૦ મોજે ટુંડેલ વહીવટદાર પટેલ. સોમાભાઇ જોગાભાઇ. ૬૧ મોજે કેરીઆવી વહીવટદાર પટેલ. દાદાભાઇ અમથાભાઇ. ૬૨ મોજે ગાડા વહીવટદાર પટેલ. એહેચરભાઇ ગલાભાઈ. ૬૩ મોજે પળોલ વહીવટદાર પટેલ. ભુલાભાઇ જોરાભાઇ. ૬૪ મોજે ઢાસરા વહીવટદાર પટેલ. ભુલાભાઇ મનોરભાઈ. ૬૫ મોજે કાળસર વહીવટદાર પટેલ. ગલાભાઇ હાથીભાઇ. ૬૬ મોજે ઊમરેઠ વહીવટદાર પટેલ. લલુભાઇ મનોરદાસ. ૬૭ મોજે બોરીઆવી વહીવટદાર પટેલ. દવારકાંદાસ અંબાઇદાસ. ૬૮ મોજે મેત્રાલ વહીવટદાર પટેલ. કાળીદાસ જેસંગભાઇ. ૬૯ મોજે ઠાકોર વહીવટદાર પટેલ. સાંગળભાઇ કશનદાસ. ૭૦ મોજે ભુંભેલ વહીવટદાર પટેલ. ગલાભાઈ કાસીભાઇ. ૭૧ મોજે ભરોડા વહીવટદાર પટેલ.

તળસીભાઇ ઘોરીભાઈ. ૭૨ મોજે પલાંણા. વહીવટદાર પટેલ. ભીખાભાઇ દેસાઈભાઈ. ૭૩ મોજે પીપળાતા વહીવટદાર પટેલ. કાસીભાઇ મનોરભાઇ ૭૪ મોજે વાસદ. વહીવટદાર પટેલ. વીઠલદાસ મુળજીભાઇ. ૭૫ મોજે ચકલાસી વહીવટદાર પટેલ. દેસાઇભાઈ નારણભાઇ. એ રીતે ઉપર લખેલા કુલ ગામ ૭૫ અંકે પંચોતેર ગામનો અરસપરસ કરારનો આ દસ્તાવેજ અમો નીચે સહીઓ કરનારની રૂબરૂ વાંચી વંચાવી સમજી વાકેફ થઈને સંપુરણ કર્યો છે તે અમો સરવેને કબુલ મંજુર છે. સંવત, ૧૯૪૫ ના ચઈતર સુદી ૪ ને વાર ગુરૂવાર તા. ૪ માહે અપરેલ સને ૧૮૮૯ ઈંગ્રેજી લા: ગામ આણંદના શુકલ ગીરજાશંકર માહેશ્વરે આ દસ્તાવેજ સ્વસ્થાન શ્રીવરતાલમાં શ્રી સ્વામીનારાયણ માહારાજના મંદીરના જુના વંઢાના મકાનમાં લખ્યો છે.

## નાતીલા તથા પરનાતીલાઓને વીનંતી.

ચરોતર, કાનમ, વાકળ, દસકોશી, ભાલ વગેરે ભાગના તમામ ગામોના પાટીદારોને વીનતી કરૂં છું કે સરકારનો સંપુર્ણ ખુલાશો મેળવી ઉપરનો દસ્તાવેજ જે હમે પંચાતર ગામોવાળાએ મળીને કર્યો છે, તેવો દસ્તાવેજ કરવા તમારા માંહેના અમુક ગામોની ખાએસ ઉત્પન્ન થાય તો તેટલાં ગામોવાળાઓએ એક ઠેકાણે ભેગા મળી એક બે આગેવાનોના નામથી ઈંગ્રેજી રાજ્યમાંથી આઠ આનાનો સ્ટાંપ લાવી તે સ્ટાંપ નીચે સદરહુ દસ્તાવેજ લખી તે નીચે સઘળી સહીઓ એકી વખત ચોડી એક તારીખે સદરહુ દસ્તાવેજ સંપુર્ણ કરવો.

સદરહુ કરાર કબુલ કરેલા સખસો માંહેનો કોઈ કરારનો ભંગ કરશે તો તેના ઉપર સીવીલ કોરટમાંજ પાંચ હજારનો દાવો ભરવાથી કોરટ દસ્તાવેજ કબુલ કર્યાના ખરાપણાની સહીની ખાસ તપાસ કરી હુકમનામું કરી આપશે.

હું વળી મારી સમજ મુજબ ધારૂં છું કે મારા નાતીલા શીવાય વળી બીજી નાતવાળા કે જ્યાં આવી જાતનાં કુળનાં કુટાં ચાલતાં હોય યાતો પોતામાં કન્યા મળવાની આફત હોય તેવી નાતોવાળાઓને પણ આ પ્રમાણેનો આઠ આનાના સ્ટાંપ ઉપર દસ્તાવેજ આ દાખલા મુજબ કરવા છુટ છે.

નામદાર ઈંગ્રેજ સરકારે લેઉવા પાટીદારોને માટે જેવો શ્રમ લીધો તેવોજ શ્રીમંત સરકાર શીયાજીરાવ ગાયકવાડ મહારાજ સેના ખાસખેલ

સમશેર બહાદુરે લીધો છે. એઓ નામદાર બહાદુરે પોતાના રાજમાં ઈંગ્રેજ સરકારે કરેલી કાનુનોને અનુસરીનેજ નીચે પ્રમાણે જાહેરનામું લાગુ કર્યું છે.

---

આ. સરસુ. સર. નં. ૮૦

(શિક્કો)

## ઝાહેરનામું.

**શ્રીમંત સરકાર ગાયકવાડ વિદ્યમાન મહાલનીહાય સરસુભે.**

લેઉવા પાટીદારોની જ્ઞાતિમાં લગ્ન વગરે કાર્યમાં અનિયમીત ખરચ થાયછે અને તેથી દિવસે દિવસે તેમની સ્થિતિમાં બીગાડ થતો જાયછે. તેથી સુધારાના હેતુથી આ લોકોના ઘણા ખરા ગામ એકઠા મળી તેમણે નિયમો કર્યા અને તે અમલમાં આણવા બાબત સરકારની મદદ માગી અને જુદા જુદા ધારાઓ ઉપરથી એક નિયમ કરી ખેડા જીલા વાસ્તે તે નિયમો પ્રસીદ્ધ થયેલા છે. **તેજ પ્રમાણે** આ રાજ્યના વડોદરા પ્રાંતના રહેનાર લેઉવા પાટીદારોને વાસ્તે નિયમો જે આ નીચે બતાવવામાં આવે છે તે હાલ તુરત બીજે હુકમ થતા સુધી લાગુ કરવામાં આવ્યા છે. અને આ ઝાહેરનામાની તારીખથી માસ એક પછી અમલમાં આવશે.

**પેહેલી કાનુન.** લગ્ન સંબંધી, અથવા લગ્નવીધી, અથવા લગ્ન સંબંધના કોઇ પણ રીતભાતમાં ખર્ચ કરવાનો તે રૂ. ૬૬૬ા સુધી કરવો. જાદે કોઇએ કરવો નહીં. અગર કોઇએ લેવો પણ નહીં. સદરહુ રૂપીઆ કીયા કીયા બાબતમાં ખર્ચ કરવા તે આ સોબતના પરીશિષ્ટમાં બતાવ્યું છે. પણ એક બાબતમાં ઓછો કરી બીજી બાબતમાં વધારે કરવો એ ખર્ચ કરનારના અધિકારની વાત છે.

**બીજી કાનુન.** લગ્નમાં (એટલે જાનમાં આવનાર મંડળી) માણસ ૧૦૦ તથા વાહન ૧૦ કરતાં જાદે લેવાં નહીં. જાનની જમણવાર આપનારની તે ત્રણ જમણ આપવાં અને બે વખત હાજરી કરાવવી. જાનમાં આવેલા વાહન વાસ્તે જેટલા દીવસ જાન રહે તેટલા દીવસ સુધી દર-

રોજ ઘોડા દીઠ ચંદી શેર ૧૦ તથા બળદની જોડ દીઠ દાણુ શેર ભાથી વધારે આપવું નહીં.

**ત્રીજી કાનુન.** વારતહેવારને દીવસે મીઠાઇ વગેરે આપવા લેવાને દરકત નથી. તેગજ જ્યારે ધણીધણીઆણી જુદું ઘર માંડે તે વખત કન્યાના બાપની ઇચ્છા પૈસા સંબંધી મદદ અગર દેનગી, કરવાની હોયને તે કરવાની અથવા તે વરકન્યાને લેવાની કાંઈ પ્રતિબંધ નથી, આવી મદદ અગર દેનગી જુવારાનું નીમીત બતાવી હક તરીકે માગી શકાશે નહીં.

**ચોથી કાનુન.** આ નિયમ વીરૂદ્ધ જે કોઈ ચાલશે તો વર્ગ પહેલાના માજીસ્ટ્રેટની રૂબરૂ કામ ચાલી તે રૂ. ૧૦૦૦ એક હજાર સુધી દંડ અગર ૭ માસ સુધી આસાન કેદ અગર એ બને શીક્ષાને પાત્ર થશે.

**પાંચમી કાનુન.** પરિશિષ્ટમાં બતાવેલા ખર્ચ કરતાં કોઇને જાદે ખર્ચ કરવાનો હોયતો તેમણે પ્રથમ સુબા તરફ અરજ કરી તેમની પરવાનગી મેળવ્યા વગર કરવો નહીં.

**છઠ્ઠી કાનુન.** આ હુકમનો જોઈએ તેવો સારો પરિણામ થવો એ વાત ઘણા ભાગે પાટીદાર લોકો ઉપરજ રહેછે. અને તેઓ પોતાના ફાયદા સારૂ થાય તેટલો સારો પરિણામ થવા માટે ઝટશે એમ ઉમેદ છે.

તા. ૨૫ મી માહે જુન સન ૧૮૮૯.

**શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાથી.**

(સહી) **जेसिंगराव आंग्रे.**

**मा. नि. सरसुभे.**

# પરિશિષ્ટ.

| અનુક્રમાંક | બાબત. | કેટલો ખર્ચ કરવો અગર લવોતે. | | રીમાર્ક |
|---|---|---|---|---|
| | | કન્યાના બાપ. | વરનાબાપે | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | પરઠણ (કન્યાના બાપ અગર તેના વાલીએ આપવાની રકમ)<br>૧ ચાંલ્લો (જે કબુલ કર્યાથી વિવાહ સંપુર્ણ થયો ગણાયછે) તે તથા<br>૨ વસંત (એટલે કન્યાને માટે જે રકમ અનામત મુકવામાં આવેછે. તે) સુધાંત. | રૂ ૧)થી તે રૂ ૨૫૧) સુધી. | | |
| ૨ | લાગાલાગ એટલે ગોર, વાળંદ વગેરેને આપવામાં આવેછે તે. | રૂ ૧)થી રૂ ૧૪ાા સુધી | રૂ ૧)થી તે રૂ ૩૦ાા સુ: | |
| ૩ | જાનમાં જમાઈને આપવાનો નજરાણો. | રૂ ૧)થી રૂ ૨) સુધી | | |
| ૪ | કન્યાના કુટુંબને માટે જમણવાર | ૧૨૫) સુધી | | |
| ૫ | કન્યાનું પેહેલાં વખત સાસરે જવું. | ૧)થી તે રૂ ૧૭) સુધી | | |
| ૬ | કન્યાનું બીજીવાર જવું. | ૧)થી તે રૂ ૪ાા સુધી | | |
| ૭ | કન્યાને ઘેર જવાને પેહેલે પ્રસંગે વરને ચાંલ્લો. | ૧)થી તે રૂ ૧૫ સુધી | | |
| ૮ | તે પ્રસંગે વરના બાપ, મા, દાદો, દાદી, બેન દરેકને. | રૂ ૧)થી તે રૂ ૫) સુધી | | |
| ૯ | કન્યાની પેહેલી દીકરીના લગ્ન પ્રસંગે મામેરાના તથા ચુડા પાનેતર વગેરે બદલ. | રૂ ૧)થી તે રૂ ૧૦૦ સુધી | | |
| ૧૦ | તેનાં બીજા છોકરાના લગ્ન વખતે. | રૂ ૧)થી તે રૂ ૧૦ સુધી | | |
| ૧૧ | વરના મોત પ્રસંગે | રૂ ૧)થી તે રૂ ૫) સુધી | | |
| ૧૨ | તેના ઇતર સંબંધીઓના મોત પ્રસંગે | રૂ ૧)થી તે રૂ ૧૨) સુધી | | |
| ૧૩ | ચીઠીઓના ખર્ચ. | ઇસગદીઠ રૂ ૧) પરંતુ એકંદર રૂ ૭૫) કરતાં જાદે નહીં. | | |

કુલ એકંદર રૂ ૬૬૬ાા છસે ને સાડી છાસટ.

(સહી) जोसिंगराव आंग्रे.

मा. नि. सरसुभे.

ઉપર પ્રમાણે ગાયકવાડી રાજ્યના વડોદરા પ્રાંતના લેઉવા પાટીદા-

રોને પણ આકટ લાગુ કર્યો. એ રીતે અંગ્રેજી તથા ગાયકવાડી બંને પ્રજાના લેઉવાઓમાં એકત્ર સરખો સુધારો દાખલ થયો તેથી આખી નાત સુખ શાંન્તિમાં ચાલશે.

આપણા પરમ માયાળુ નામદાર ઇંગ્રેજ ઉમરાવ જી. એફ. શેપર્ડ સાહેબ બાહાદુર વૃદ્ધ અવસ્થાને લીધે રેવન્યુ કમીશનરની નોકરી છોડીને પેનશન લઈ વિલાયત (ઈંગ્લાંડ) જતી વખત આપણી છેલી સલાગતીમાં આપણને નીચે મુજબ દીલાસો દે છે તે ધ્યાનમાં લેવા જોગ છે.

**લેઉવા પાટીદારો—**

**હિંદુસ્તાન છોડી જતી વખતે આ છેલા શબ્દો તમને કેહેવા માગું છું:—**

સરકાર પાસેથી તમોએ જે મદદ માગી તે તેઓએ તમને આપી છે. હવે તમારે તે પ્રમાણે પોતાની વર્તણુકથી ચાલી બતાવવાનું છે. ડાકોરમાં જે રૂલો તમોએ ઠરાવી અને જેના ઉપર તમારામાંથી ⅘ ભાગે સહીઓ કરી છે તે સંપૂર્ણ રીતે પાળવા તમો બંધાઈ ચુક્યાછો. એ રૂલોનું કોઇ પણ રીતે ઉલંઘન થશે તો તેથી તમારી જ્ઞાતિને બહુ નામોશી લાગશે અને મને બહુ દિલગીરી થશે. એ રૂલો તમારાં છોકરાંના ફાયદા માટે છે. હવે હું તમારી રજા લેઊંછું.

તા. ૩૦ માહે એપ્રીલ સને ૧૮૮૯.

G. F. SHEPPARD.

ઉપર પ્રમાણે ઇંગ્રેજી તથા ગાયકવાડી બંને પ્રજાના પાટીદારોમાં સરકારની બાહીંધરીથી સુધારો દાખલ થયો તેથી દીકરા દીકરી પરણાવવાના મહા દુઃખના આવેશમાંથી મુકત થઇ ગયાં પચાસ વરસ પેહેલાં જેવી રીતે નાતીલા સુખ શાંન્તિમાં હતા તેવીજ રીતે હવેથી સુખના આવેશમાં આવ્યા.

એ રીતે પાટીદારને માથે લગ્ન સંબંધી જે ભારે ખર્ચની મોટી ફાળ હતી તેમાંથી તો બચાવ થયો પણ નીચે બતાવેલો બીજો કેટલોક સુધારો દાખલ થવાની અવશ્ય જરૂર છે.

૧ મરણ પ્રસંગે બારમાની ક્રીયામાં ચડસાચડસથી એક બીજાથી શીરોમણી થવા ભારે દેવાં કરી એક રાતની વાળુમાં જે ખરચ કરેછે તે ઘણું અનીયમીત છે આથી મોટાઇ મળવાના બદલામાં કરજના બોજામાં

આવી એ દેવાના વ્યાજ ભરવા માંહેજ પોતાનો જન્મારો પુરો ગાળે છે. અને એજ કારણથી કેટલાએક ઘરબાર અને જમીન વગરના થયેલા માલુમ પડે છે ખરેખર આવા પાટીદારો તો ફક્ત એક રાતની વાળુ કરવા માટેજ જન્મેલા ગણાય.

એક પાટીદારને પોતાની જમીનમાંથી કમાઇને પોતાના માત પીતાના જેવાં કારજ કરવાં પડે છે તેવાંજ તેના ચારે દીકરા પછવાડે દરેક દીકરાની ચોથા ભાગની જમીનમાંથી કરવાં પડેજ. અને એ પ્રમાણે પોતાના બાપ દાદાના કરેલા ખર્ચ જેવું જો ના કરે તો લોકો તેનો અપજશ બોલે આવા અનીયમીત ધારાથી કેટલાક દેવાં કરી ખર્ચ કરે છે. માટે તે વીશે પાકો સુધારો થવાની ઘણી જરૂર છે. સાધારણ માણસ મરનારની પછવાડે એવું રડેછે કારજપાણી કરવાનુ ઠેકાણું નથી પણ તે નાતમાં રહેવા માટે કરવું પડશે એ વીલાપે રડે છં માટે સઘળા નાતીલા સુખી થાય તેવા કારજપાણીને માટે સુધારો થવો જોઇએ.

એક વિદ્વાન માણુસ મરણની તીથીનુ અન્ન ખાનારને નીચે પ્રમાણે ફળ બતાવે છે તે ધ્યાનમાં લેવા જેવુંજ છે.

મરણુ ગમે તે કારીનું થયું હોય, મરનારના ઘરમાં લોહીની છોળો ઉડતી હોય, તેના ઘરમાં રાંધ્યાં ધાન્ય રહ્યાં હોય, આખો દહાડો તથા રાત રો કકળાણ થતી હોય, છાતી ફાટે તેમ રાત દહાડો છાજીઆં લેવાતાં હોય, અને એ દુખથી દુશ્મન ગળગળો થતો હોય, તેવે ત્રાસદાયક વખતે નાના મોટાં બોડાં માથાં કરી જમવા બેસે એ ઓછુ ત્રાસદાયક નથી, એ ઘણું લાજમણું અને નીર્દય કામ છે. ગીધ, સમડી વગેરે મુડદા ઉપર બેસે તેના કરતા એ ભુંડું છે. શોક સમયે શોખ સંભવેજ કેમ? આટલા માટે પ્રેતાન્નને શાસ્ત્રમાં નીષેધ ગણેલું છે. શાસ્ત્રે ઉઘાડી આજ્ઞા કરી તેને નિષેધ કરી ધીકારી કાઢયુ. ત્યારે આપણે તેને શા માટે ઉંચા પ્રકારનું માની જમણવાર ગણી રાજી થતા જમવા બેસવું? આ રીવાજ એકદમ બંધ કરવો બની શકે તેમ નથી તોપણ તેની હદ બાંધવી અને તે હદ ઓળંગાય નહી તેને માટે નાત સમસ્તે અથવા ગામ સમસ્તે પકો બંદોબસ્ત રાખવો જોઇએ. એ ઉપરથી આ નીયમમાં સુધારો કરવાની જરૂર છે.

૨ ઉપર પ્રમાણે મરણની ક્રીયાના સુધારા સાથે વળી રડવા કુટવાના નીયમમાં પણ સુધારો કરવાની ઘણી જરૂર છે. પોતાના વાહાલા સગાના

મરણ પ્રસંગે લાંબા વખતના વીયોગના કારણથી મરનારના વાહાલા સં-ગાને જેટલું રડવુ આવે છે તેટલું રડવા કુટવાની કોઇ મના કરતું નથી. પણ તે રડનારના બીજા કુટુંબીઓ રડનારને ઘેર જઈ દીલાસો દેવાને બદલે ઉલટું વધારે રડવા કુટવા લાગવું એ શાસ્ત્રથી ઉલટું છે. વળી તેમ છતાં અધીકતા એટલી છે કે આઓમાંતો રાજીઆ, પરજીઆ અને છાજી-આથી રડતાં કુટતાં નદી તળાવને આરે સ્નાન કરવા જાયછે અને તેવીજ રીતે કરતાં કરતાં પાછાં મરનારને ઘેર આવે છે.

વહાલો જમાઈ મરી ગયો હોય એ ખોટામાં ખોટું થયું કહેવાય એથી બીજું ખોટું નથી. એ ખોટું થયેલા જમાઈને ઘેર આઓએ ઉપર પ્રમાણે રાજીઆ, પરજીઆ ને છાજીઆંથી ભવાઇના જેવો વેશ ભજવતાં ભાગોળેથી તે જમાઈને ઘેર જાય ત્યારેજ સારૂ દેખાય. ખરેખર એમ ક-રે ત્યારેજ સારૂ દેખાય. નાતીલાઓ! જરા વીચાર કરો કે એ ખોટું થયું તેમાં સારૂ શું દેખાડવું? ખોટું થયું ત્યારથી ખોટુંજ છે. વાહાલા જમાઈના મરણથી ઘણીજ દીલગીરી અને શોક ઉત્પન્ન થાય છે. અને તેથી દીકરી-ને ઘેર ઉપર પ્રમાણે ભવાઇ જેવો વેશ ભજવ્યા શીવાય ફક્ત આઁ પુરૂ-ષોએ રડતાં રડતાં જઇ તે દીકરીને દીલાસો દેવો જોઈએ.

મરનાર પછવાડે રાજીઆ, પરજીઆ ને છાજીઆથી રડયે, કુટયે કંઇ મરનાર પાછો આવનાર નથી. તેમજ રડનારને પણ એ રસ્તે મરવાનું છે. શાસ્ત્રમાં મરનારનાં પાછળ રડવા કુટવાની સાફ મના કરી છે. પુરાણમાં લખ્યું છે કે મરનારની પછવાડે તેના વહાલા સગા રડી કુટીને જે લીટ, લાળ અને આંસુ પાડે છે તે લીટ, લાળ અને આંસુ મરનારને પાય છે. માટે મરનારના વહાલા હોય તેણે રડવું કુટવું નહીં તેજ આધારે દક્ષીણી લોકોમાં અને બીજા કેટલાક લોકોમાં રડવા કુટવાનો રીવાજ બીલકુલ ન-થી. પણ મરનારને ઘેર તેના વહાલા સગાને દીલાસો દેવા ભેગા મળી ઘણી વખત જાય છે. તેથી તેમની નાતને કંઇ હાની પહોંચી નથી. માટે આ નીયમમાં સુધારો કરવાની જરૂર છે. તથા સઘળા નાતીલા વીદ્વાનોએ નાતમાં કજોડાંથી જે લગ્ન થાય છે તે બાબતનો સુધારો કરવાની અવશ્ય જરૂર છે. એ રીતે સઘળા સુધારા સાથે દેશાવરના સુધારા તરફ પણ ધ્યાન દેવા વીદ્વાન નાત શુભેચ્છકોને નીચે મુજબ વીનતી કરૂં છું.

---

# વીદ્વાનોને વીનતી પત્ર.

પ્રાચીન કાળના ડાહ્યા માણસોના મેળવી રાખેલા જ્ઞાનથી હાલના વિદ્વાનોના જ્ઞાનમાં વધારો સુધારો થઇ દુનિયાં દીવશે દીવશે સુધરતી જાય છે. અને એજ રીતે દેશાવરમાં ઘણા સુધારા દાખલ થઇ ચુકયા. ઈંગ્રેજ લોકો જે પહેલાં કશી ગણતરીમાં નહોતા, તેમણે વિદ્યાના બળવડે કરીને પાણી ઉપર પૈડાં ફેરવ્યાં, વગર બળદે ગાડી કરી, ને અહીંયા બેઠા બેઠા વિલાયતના દોસ્તદારો સાથે વાતો કરેછે. વળી વસ્ત્ર, વાસણ અને હથીઆર વગેરે સઘળી બાબતમાં તેમણે અતીશય સુધારો કરી દીધો. ગયા પચાસ વરસ પહેલાં આપણા બાપદાદા જાડાં ગજીયાના અંગરખાં અને બંડીઓ કરાવતા હતા. અને ઓઢવા પહેરવાને પણ એજ ગજીયાં વાપરતા હતા. ગહેમદાવાદી બાસ્તો સર્વથી ઉત્તમ ગણાતો હતો. તેમજ તેમને કાશી જગન્નાથ આપણી ગાડીઓ જોડીને જતાં બબે ત્રણ ત્રણ વરસ લાગતાં પણ હાલમાં ઈંગ્રેજ લોકોના વિદ્યાના બળ વડે મેળવેલા સુધારાથી આપણે ઘણા સુખી થયા છીએ. રાતા પીળા રંગનાં મલમલ જેવાં વસ્ત્ર આપણે વાપરીએ છીએ તથા સુશોભીત લીલા પીળા રંગની સાડીઓ ઓને પહેરતાં દેખીએ છીએ. તેમજ કાશી જગન્નાથ તો શું પણ આખા ભરતખંડની જાત્રા જુજ દીવસમાં અગ્નિ રથથી કરીએ છીએ. એ રીતે આપણે જે સુખનો સ્વાદ ચાખીએ છીએ તે ઈંગ્રેજ લોકનાજ સુધારાનું ફળ છે, પણ હિંદુઓમાં એથી ઉલટી રીતે બનેલુ જણાય છે. પ્રાચીન હીંદુઓ આખી પૃથ્વી ઉપર વેપાર ખેડતા. આપણા દેશનો માલ ઇટાલી, ફ્રાન્સ, અને ઈંગ્લંડ સુધી જતો તેમજ પ્રાચીન હિંદુઓ સુધારાના સાથી હતા. તેમ છતાં પાછળના વખતમાં જુદી જુદી નાતો બધાઇઓ ને તે નાતોમાં વળી પાછળથી એવા તો અનીયમીત ધારા દાખલ થએલાછે કે જેથી તે ધારાને અનુસરીને ચાલવા માટેજ જીંદગી પુરી ગુજારવી પડેછે તો પછી સુધારો મેળવવા પર ધ્યાન કયાંથી જાય ?

ખરેખર એજ રીતે પાટીદારની નાતમાં એવાતો અનીયમીત અને નાદીલાઓને ફનાહ ખરાબ કરી નાંખે તેવા ધારા દાખલ થએલાછે તેથી પુરી જીંદગી તેને અનુસરીને ચાલવા માંહેજ ભોગવવી પડે છે.

પાટીદાર જન્મે ત્યારથીજ તેને માથે સારાં નામ નીકળે તેવાં ભાભા-

પનાં કારજ કરવા તે બાંધાએલોછેજ. અને તેથી તેને આખી જીંદગીમાં કમાય તેટલુ એક રાતી વાળુમાં તેને ખરચ કરવું પડે છે અને જો કમાણી કાચાં હોય તો ઘરબાર ને વાડી વજીફા વેચીને પણ કરવાં પડે અને તે ન હોય તો પણ ધીરનાર મળે તેટલુ કરજ કાઢીને પણ સદરહું કારજ પાણી તો કરવું પડેજ. અને તેમાં પુરો પરવારજ મળ્યો ના હોય તેટલામાં પાછાં પોતાનાં દીકરા દીકરી પરણાવવામાં તેવાંજ ખરચ કરવાં પડેછે. તે ઉપરથી સાબીત થાયછે કે દીકરા દીકરીના લગ્ન વખત ભારે ખરચ કરવાને માટે અને માબાપની પછવાડે એક રાતની વાળુ કરાવવા માટેજ આવા પાટીદાર લોકોનો જન્મ થએલોજ જણાય છે. પાટીદાર, જમીનદાર અને મેહેનતુ છતાં એકંદર હાલત તપાસીશું તો સેંકડે સાઠથી તે એંશી સુધી ઘરાં જન્મ પર્યંત એવાજ કારણથી દેવાદાર માલમ પડશે.

જીંદગીનો અડધો ભાગ દીવસનો જાગ્રતીમાં રહી રોજગાર કરવામાં વાપરવાને માટે અને બાકીનો અડધો ભાગ જે રાતનો તેમાં નિંદ્રાવશ રહી નિવૃતિ ભોગવવાને માટે ઈશ્વરે બક્ષેલો છે તેમાં પાટીદાર જીંદગીના અડધા ભાગના સુવાના સુખને માટે પાંચ રૂપીયાનું રૂ ઘાલેલુ ગોદડું મેળવવા પામતો નથી પણ એના બાપદાદાથી ચાલતી આવેલી મેલ ભરેલી છ આનાની ગોદડીને અસ્તર ચઢાવીને વાપરવામાં પુરો જન્મારો ગાળે છે. તેમજ પોતે દર રોજ દશ ટાંક ઘી ખાય તેટલું કમાય છે પણ તેમાંથી ફક્ત એકજ ટાંક ખાઇ બાકીનું નવટાંક દર રોજ સંગ્રહ કરતો જાય છે એ રીતે કંજુસાઇ કરી મેળવેલુ એક રાતની વાળુમાં ઉડાવી દે છે. ખરેખર એજ રીતે પોતાના તનુંજોને વિદ્યા અભ્યાસ કરાવવા કે પોતે એશઆરામ ભોગવવાને પાટીદાર કંઇ કરી શકતો નથી, રહેવાને પુરાં સારી સોઇવાળાં ઘર હોતાં નથી. પહેરવાને પુરૂં સુખ મળે તેવાં વસ્ત્ર વાપરતો નથી. કેટલાંક ગામોમાં એકેક ઘરમાં બબે ત્રણ ત્રણ ઘરાંના વાસના સમાસ હોય છે, આવા એક ઘરને એક ખુણે પડી રહેનાર પાટીદાર લગ્ન તથા મરણ પ્રસંગે હજારો રૂપીયા જુઠી મોટાઇ મેળવવા ખરચે છે. પણ પોતાના તનુજોને વિદ્યા મેળવવામાં કે જન્મપર્યંત સુખ મેળવવાને માટે સારી સોઈવાળાં ઘર કરવાપર પ્રીતી રાખતો નથી તેનું ખરૂં કારણ નાતના કચરણ કરી નાંખે તેવા બુરા નીયમને માટે ખરચ કરવું પડે તેજ છે.

પાટીદાર મહા સંકટ ભોગવી અઘોર મેહેનત કરી મેળવેલું ધન તે-

નાથી પોતાના સુખને માટે વપરાતું નથી, પણ નાતના બુરા નિયમને વળગી રહેવાને વાપરે છે એ રીતે પાટીદારો કુધારાને અવળે રસ્તે ચઢી ગએલા છે તો પછી પોતાના તનુજોને વિદ્યા મેળવવાને અને પોતે સુખ ભોગવવાને તથા નવા હુન્નર કળાના શોધો કરવાને ક્યાંથી આગળ પડે વારૂ ? ખરેખર આવાજ કારણથી પોતાના ખેતી કરવાના બાપદાદાથી ચાલતા આવેલા ઓજારોમાં પાટીદાર કંઈપણ સુધારો વધારો કરી શક્યો નથી. પોતાની ગાડીતીમાં તેનાથી કંઈપણ સુધારો થયો નહીં તેથી વિલાયતના ગાડીતોએ આ દેશમાં આવી ગાડીતી કરી ગાડી ભાડાના દરરોજ લાખો રૂપીયા વિલાયત પહોંચાડે છે. વળી વિલાયતના ખેડુતો સુધારાપર આવવાથી તેમણે ખેતીના કામમાં અજાયબ સુધારા દાખલ કર્યા છે. ત્યાં વગર બળદે યંત્રવડે હળ ખેડેછે. કણું વાઢવા, લણવા ને ઊપણવાનું કામ સંચાથી કરેછે. અને આપણા ખેડુતો ખેતીના કામમાં અઘોર જાત મહેનત કરી એક એકરમાંથી જેટલું પેદા કરેછે તેથી વીસપણું ઇંગ્લાંડના ખેડુતો જુજ મહેનતે પેદા કરેછે. માટે વિદ્વાન નાતીલાઓને નાતના કચરઘાણ કરી નાખે તેવા નીયમોમાંથી પોતે મુક્ત થઈ બીજાઓને મુક્ત કરવા ઉપદેશ કરવો. વડનું આખુ ઝાડ એક ઝીણા બીજમાં રહેલું છે. તે બીજમાંથી ફણગો ફુટી પછી વધતાં વધતાં મોટો વડ થાય છે તેમાં પ્રથમનો ફુટેલો ફણગોજ જો ભાગી નાખીએ તો થોડા દીવસ પછી મોટા દેખાવવાળો થવાનો જે વડ તે નાશ પામેછે તેજ મીસાલે પાટીદાર જુજ કમાતા પહેલાં તેથી દોઢું ખરચ કરવા સરજેલો છે તેથી પછી એ દુઃખથી મુક્ત થઈ વિદ્યાભ્યાસ મેળવી સુધારા ઉપર ક્યાંથી આવે વારૂં ! સર્વનો સાર એટલોજ છે કે પાટીદારથી પોતાની કમાણીનું સુખ પોતે ભોગવાતું નથી તો પછી સુધારાની આશા શી,

પણ પાટીદારોને ઉપરના દુઃખમાંથી મૂક્ત કરવા સરકારે વચમાં પડી નાતના કેટલાએક ભાગમાં લગ્ન સબંધી નીયમો ઠરાવી આપ્યા. તો તેજ આધારે આખી નાતને ચાલવું યોગ્ય છે. તેથી તે નીયમો પ્રમાણે ચાલશે તો આખી નાત સારા પાયાપર આવશે. અને વીદ્વાન નાતીલાઓએ તો પોતામાં એ કરતાં પણ અધીક સુધારો દાખલ કરવો યોગ્ય છે. તે નીચે પ્રમાણે.

પહેલો. આપણે કન્યા આપી માટે તે કન્યા લેનાર મોટા અને આપણને કન્યા આપી માટેજ તે કન્યા આપનાર છોટા એવું કુળનું જુઠ

કુંડુ તદન કાઢી નાખો. અને બરોબરી માની એકરૂપીઆથી કન્યા આપવી તથા એકજરૂપીઆથી કન્યા લેવી. અને મોઢું એજ ખોડું તથા કુળ એજ કુળ સમજી પોત પોતામાં બરોબરી દાવો માંની કન્યા આપવા લેવાના ઠરાવ કરવા, જો વિદ્વાન નાતીલા આટલોજ નીયમ દાખલ કરશે તો પછી દીકરાનો બાપ સુખીઓ અને દીકરીનો બાપ દુખીઓ એ વાત રહેશેજ નહીં. અને એક જણને ગમે તેટલા દીકરા કીંવા દીકરીઓ થશે તો પણ તેને તેવા ખરચની ધાસ્તી રહેશે નહીં.

**બીજો.** વળી મરણ પ્રસંગે બારગાની ક્રીયામાં પણ સુધારો કરવાની ઘણીજ જરૂર છે. અને તે મુજબ ચરોતરના કેટલાક વિદ્વાન ગ્રહસ્થ નાતીલાઓએ હાલમાં પોતાનાં માતપીતાનાં આવેલાં કારજમાં સુધારો દાખલ કરી ચુક્યા છે. પોતાને પોતાના ગામની નાત જમાડવાને મળતર છતાં અને પોતે તેવાં ખરચ કરીશકે તેવી હીમત છતાં પોતાના ગરીબ નાતીલાઓને પોતાની રાહે ચાલી એક રાતની વાળુ કરાવવામાં કરજદાર નહીં થવા દેવા માટે પોતેજ છેક કમી અને છેક થોડુ ખરચ કરી આખી નાતને દાખલા આપ્યાછે. એક ગામના ગ્રહસ્થ વિદ્વાને પોતાના પીતાનુ બારમાનું કારજ કર્યા પછી માશીઆ અને વરશી વખત નાત જમાડવાનો રીવાજ તદન નાબુદ કરી દીધો અને નાતીલાઓને વીનતી કરી કે ભાઇઓ માશીઆ અને વરશી વખત નાત જમાડલાથી જેવા માશીઆ અને વરશીઓ થાય છે તે કરતાં તેવી નાતો નહીં જમાડીએ તો પણ મહીનો પુરો થયે માશીઆ અને વરસ પુરૂ થયે વરશીઓ ગણાશે અને તે વખત ખરચ કરે કંઈ માશીઆ અને વરશીઓ ભારે થવાનાં નથી. તેમજ દ્રો વખત પણ એ ગામમાં દરેક લહાણે શેરની કાચી કુલરના જોડ લાડુ આપવાનો રીવાજ હતો તે પણ પોતે નાબુદ કરી નાતીલાઓને વીનતી કરી કે ધરો તો આળસુના ખેતરમાં હોય અમારા ખેતરમાં ધરો નથી એ રીતે તે ગામમાંથી સદરહુ રીવાજો તદન નાબુદ થયા છે. આ ગ્રહસ્થ વિદ્વાનનું તે વખત જે નાતીલાઓ બદ બોલતા હતા તેમનેજ ઘેર તેવા અવસરના ખરચનો બચાવ થયો ત્યારે તેઓજ પાછા સદરહુ વિદ્વાન નાતીલાનો એસાન માનવા લાગ્યા. એ રીતે ગ્રહસ્થ વિદ્વાન નાતીલાઓ જો પોતાના ગરીબ નાતીલાઓનો બચાવ કરવા ધારે તો તેથી તેવા દુખમાંથી નાતીલાઓ મુક્ત થાય.

મરણ પ્રસંગે બારમાની ક્રીયાનું પ્રેતાન્ન ખાવું એ શાસ્ત્રે નિષેધ ગણી ધીકારી કાઢયું છે. માટે તેને ઉંચા પ્રકારનું જમણવાર ગણીને ખાવું એ યોગ્ય નથી. તેથી તે ક્રિયાનુ અને વીસ વરસથી મોટી ઉમ્મરના તમામ નાતીલાઓએ જમવા જવું નહીં. અને તે મુજબ સઘળાં ગામોમાં એજ નિયમ દાખલ થાય તો તેથી નાતીલા કરજના બોજામાંથી ઉગરી સુખી થાય. અને તેને માટે સઘળાં ગામોના પાટીદારોએ પોતાના ગામમાં ભેગા મળી ઠરાવ કરવો જોઇએ કે આપણી નાતનું બંધારણ મક્કમપણે ટકાવી રાખવાને માટે અને તેમાં વધારે સુધારો થવા માટે બારમાની ક્રિયા વખત નાતના સઘળા કુટુંબીઓને સઃકુટુંબ નોતરૂ દેવુ, પણ તે પ્રસંગે વીસ વરસથી ઓછી ઉમ્મરનાં એટલે ફક્ત કાચી ઉમરનાં છોકરાંઓએજ જમવાની છુટ છે. શીવાય તેથી મોટી ઉમરના જે કોઈ જમવા જાય તે જમવા જનાર દરેક પાસેથી અમુક રકમ નાત ફંડ ખાતે દંડ લેવી. આ નીયમ દાખલ થશે તો નાત સારા પાયા પર આવશે.

**નાતનો મોટો ભાગ** લગ્ન અને મરણ પ્રસંગે ખરચ કરવાના ભારે બોજામાં પડી જન્મ કરજદાર રહેછે. તેવાઓને આ નિયમો દાખલ કરવા કહેતાં તેઓ જે બીન સગજે એમ બોલેછે કે પૈસા કમાઇને અને રળી રળીને દોલત મેળવીને પછી કરવું શું. પૈસા કમાએલા પછી શા ખપમાં આવશે? તેના જવાબને માટે આ વીનતીપત્રથીજ સર્વેને ખાત્રી થશે કે પાટીદાર હજુ સુધી કશુ કમાયો નથી. પોતાના તનુજોને વિદ્યાભ્યાસ કરાવી સારા ખબરદાર કરો તો તે તમારાં તનુજોને કમાએલા પૈસાનો ઉપયોગ કરતાં સમજશે. પૈસો કમાયો કોને કહેવું કે જેમને રહેવાને સારી સોઈ વાળાં ઘર હોય તથાં ઓઢવા પહેરવાને સારાં સારાં વસ્ત્ર હોય તથા પોતાની ખેતી કરવામાં પોતેજ અઘોર જાત મેહેનતથી જે ખેતી કરેછે તેને બદલે સારાં સારાં યંત્ર વડે જુજ મેહેનતથી ખેતી કરી દોલત મેળવે ત્યારે તો પૈસો કમાયો કહેવાય. અને તેવા ભારે પૈસાદાર થયા પછી સો વખત નાતો જમાડે તે વાતની કંઇ હરકત નથી.

**ત્રીજો** નાતમાં ઉપર બતાવેલા નીયમોનો ફેરફાર કરવાની જરૂર છે તેની સાથે વળી રડવા કુટવાના નીયમોમાં પણ ફેરફાર કરવાની જરૂર છે. એ નિયમ દક્ષિણી લોકોની પેઠે તદન નાબુદ કરવા જેવો છે. તેમ છતાં હાલ ફક્ત સ્ત્રીઓમાં રાજીઆ, મરશીઆ અને છાજીઆંથી જુદી બલાઈ

કરી કુટે છે. તેને કુટવાનો નીયમ તદન નાબુદ કરવો પણ ફક્ત રડતાં રડતાં નદી તળાવ સ્નાન કરી આવે તેથી નાતને કશી હાની પહોચવાની નથી, તેમજ એવી રીતે ગાજા સાથે જે સ્ત્રીઓને કુટતાં આવડે છે તેવી બીજી સ્ત્રીઓ સાથે હરીફાઇ કરી કુસંપમાં વધારો કરેછે. તે નાબુદ થઇ સંપમા વધારો થાય માટે એ રીતે કુટવાનો ચાલ તદન નાબુદ કરવો જોઇએ.

**ચોથો.** ઉપર બતાવેલા સઘળા સુધારાની સાથે વળી નાતમાં નીચે બતાવેલો મોટો સુધારો પણ દાખલ કરવાની અવશ્ય જરૂર છે, તે એકે પાટીદારની નાતમાં કજોડાં કરવાનો ઘણો બુરો નીયમ દાખલ થયેલો છે. બાર વરસની કન્યાને પરણાવવા માટે જો સાત વરસનો વર મળે તો ઘણાજ હર્ષથી આવાં જોડાં પરણાવે છે. આ નીયમથી નાતને મોટી હાનીછે. અને તેથી થતુ નુકશાન સર્વે કોઇના જાણમાં છે. વળી ભવાયા કજોડાથી થતી હાનીઓનો આબેહુબ ચીતાર ભવાઇના વેશમાં કહાડી બતાવેછે. તેથી તે કજોડાના દુખનું સવીસ્તર વર્ણન નાતીલા બરોબર સમજે છે. પણ લગ્ન કરતી વખતે વર કન્યા સાથે પાઘડીએ બરોબર આવેછે એમ માની જોડુ ગણી અણ સમજથી પરણાવેછે. તેવાં કજોડાં કદી બને નહીં તેને માટે નીચેનો નીયમ નાતમાં અવશ્ય દાખલ કરવો જોઇએ.

દીકરાની ઉંમરના પેહેલા વર્ષથી પુરાં પંદર વરસ થાય ત્યાંસુધીમાં ગમે તે વખત વીવાહ કરી મુકવાની હરકત નથી. પણ દીકરાને સોળમું વરસ બેસે ત્યારેજ લગ્ન કરી પરણાવવાં જોઇએ.

જો આ નીયમ નાતમાં દાખલ થશે તો જે સાત વરસના વરની સાથે બાર વરસની કન્યાનો બાપ પોતાની કન્યાનો વીવાહ કરતાં કજોડાનો ખરો અર્થ સમજશે કે હાલ સાત વરસનો વર છે તે નવ વરસ પછી સોળ વરસનો થાય ત્યારે મારી દીકરી જે હાલ બાર વરસની છે તે તે લગ્ન કરતી વખતે એકવીસ વરસની થશે. અને એતો ખરેખરૂં કજોડું ગણાય તથા એટલી ઉંમર સુધી કન્યા કુંવારી રાખવી એ ઠીક નહી એ પકકું સમજશે પણ હાલમાં બાર વરસની કન્યાનો બાપ સાત વરસના વરની સાથે પોતાની દીકરી પરણાવેછે તે વખત એકવીસ વરસની પોતાની દીકરી થશે ત્યારેજ વર કન્યાનું જોડું ગણાશે. (અને ત્યાંસુધી પરણાવીશું કીવા નહીં પરણાવીએ તોપણ કુંવારી રહ્યા જેવીજ છે) તે નહીં સમજતાં પાઘડીએ વર કન્યાનું જોડું બરોબર સમજી પરણાવેછે. તેથી

દેખીતી શુભ સુધારના માટે દીકરાને પુરાં પંદર વરસ થયા શીવાય પરણાવવોજ નહીં. આ નીયમ દાખલ થશે તો બાર વરસની કન્યાને પરણાવવા જે સાત વરસનો વર મળેછે તેને બદલે તેજ વખતે પંદર વરસનો વર મળી આવશે માટે આ નીયમ નાતમાં અવશ્ય દાખલ કરવો જોઇએ. દીકરાના બાપે પોતાના દીકરાનાં લગ્ન જે સાત, આઠ કે દસ, બાર વરસની અંદર કરી પરણાવી દેછે તેમાં ફકત બે ત્રણ કે ચાર વરસનીજ ફકત ધીરજ રાખીને દીકરાની પુરાં પંદર વરસની ઉમર થાય ત્યારે પરણાવે તો એટલી ધીરજ ધારણ રાખવાથી આવાં કજોડાં સંબંધોનું સર્વ દુઃખ નાબુદ થાય અને પાટીદારની નાતમાં ખરો સુધારો ગણાય. શામળ કવીએ ગયા સૈકામાં સઘળી નાતમા પાટીદારની શ્રેષ્ટતાઈની હદવાળી દીધીછે તે કરતાં પણ હાલના કવીઓ જે આ નીયમો નાતમાં દાખલ કરે તો અધીક માન પ્રતીષ્ઠાની હદવાળે એમાં કંઈ પણ શક નથી માટે નાત શુભેચ્છકોએ આ નીયમ નાતમાં દાખલ કરવા અવશ્ય ધ્યાન આપવું જોઇએ.

નાત શુભેચ્છકોને વીનતી કરૂછું કે આ સુધારાના નીયમો નાતમાં દાખલ કરતી વખત નાતીલા કંઈ સારૂ બોલે કે માઠું તેની કંઇ પણ દરકાર નહી રાખતાં આવા સુધારામાં સર્વોત્તમ પહેલ પોતે કરવી. તમો પોતે એ પ્રમાણે વર્તશો તે વખત એજ દુખથી જન્મ દેનાદાર રહેનાર નાતીલાઓ પોતાની અણસમજણને લીધે પ્રથમ તો તમારૂ બુરૂ બોલશે, પણ પાછળથી તમને તેના સુખનો સ્વાદ મળશે. ત્યારે તેઓજ તમારો એસાન માની તમારી ઘણી ચાહના કરશે. માટે નાત શુભેચ્છકોનો ખરો ધર્મ એજ છે કે નાત સુધારામાં આગળ પડવું જોઇએ. જગત્ ઉપર જન્મીને જેણે નાતીલાઓને પીડાતા દુખમાંથી બચાવ કરી સુધારો કર્યો તેનો જન્મારો સફળ થયો કહેવાય અને તેણેજ જન્મનુ સાર્થક કર્યું ગણાય. માટે નાતીલા પીડાતા દુખમાંથી બચી ખરા સુખના આવેશમાં આવે તેવા સારા નીયમોની રાહ ચાલે તેને માટે નાત શુભેચ્છકોએજ પ્રથમ આગળ પડવું જોઇએ એવી અમારી વીનતી છે.

## નવો બનેલો સીંધુ સાગર.

લેઉવા પાટીદારની એક આખી નાત માંહેથી આલના સૈકાની શરૂઆતથી કન્યા આપવા લેવાના નોખા નોખા વર્ગ પડી જુદીજુદી ઉપનાતો થાઇઓ તેની વીગત નીચે પ્રમાણે.

## ચરોતરની નાતો.

ખેડા જીલ્લાના કપડવણજથી તે બોરસદ તાલુકા સુધીમાં પેટલાદ તાલુકાનાં ગામો સહીત મહી અને સાબર વચેના ભાગને ચરોત્તર કહે છે. તે માંહે બંધાએલી નાતો—

**પેહેલી વસો સોજીત્રાવાળી તેર ગામની નાત.** આ નાતમાં એક સાત ગામોનો અને બીજો છ ગામોનો એવા બે જથા છે. તેમણે કંઇ પણ કરાર કર્યા શીવાય ત્રણ દસકાથી એટલે ગયાં ત્રીસ વરસથી આખી નાત સાથે કન્યા આપવાનો ચાલતો વહેવાર બંધ કરી પોતાની જુદી નાત બાંધી છે. તેના બંને જથાની વીગત:—

**પેહેલો જથો તેમાં.** (૧) નડીઆદ (૨) વસો (૩) સોજીત્રા (૪) સાવલી (૫) ભાદરણ (૬) કરમસદ (૭) ધર્મજ આ સાત ગામોના આગેવાન પાટીદારો આ સાત શીવાય બીજા ગામોમાં કન્યા આપતાજ નથી.

**બીજો જથો તેમાં.** (૧) તારાપુર (૨) ઉતરસંડા (૩) ઓડ (૪) સુણાવ (૫) પહીજ (૬) નાર આ છ ગામોના પાટીદારો ઉપરના સાત ગામોના પાટીદારો સાથે બરોબરી દાવો રાખવા ઇચ્છે છે પણ એ સાત ગામોના ખુદ આગેવાનો પોતાની કન્યાઓ આપી બરોબરી દાવો ગણતા નથી.

**બીજી મહુધા પલીણાવાળી ૭૫ ગામોની નાત.** આ નાતમાં મહુધા, પલીણા, ચાંગા, બાકરોલ, આણંદ, મેળાવ, બાંધણી, ગાડા વગેરે ચરોત્તરનાં તમામ વભાવાળાં આ પુસ્તકમાં બતાવેલાં પંચોતેર ગામોએ મળી સંવત ૧૯૪૫ ના ચૈતર શુદી. ૪ ને રોજ વડતાલ મુકામે ભેગા મળી નામદાર ઈંગ્રેજ સરકારની સહાયતાથી આ પુસ્તકમાં નોંધેલો આઠ આનાના સ્ટાંમ્પ ઉપર કરાર કરી નવી સુધારાની નાત બાંધી છે.

**ત્રીજી ચલાલી વણસોલવાળી ૩૫ ગામોની નાત.** આ તમાં (૧) વણસોલ (૨) ચલાલી (૩) સુરાસામળ (૪) મોલરોલી (૫) સોડપૂર (૬) હેરંજ (૭) ખલાડી (૮) અરડી (૯) ભાનાપોચા (૧૦) લીંગડા (૧૧) પોર (૧૨) સુઇ (૧૩) વીરાકુવા (૧૪) સંદલપુર (૧૫) હમીદપૂરા (૧૬) રતનપૂરા (૧૭) આશીપૂરા (૧૮) શીલી (૧૯) ખાનપુરા (૨૦) ખેડવા (૨૧) રાસનોલ (૨૨) કુંજરાવ (૨૩) તર્ણોલ (૨૪) ખાનકુવા (૨૫) ભાળજ (૨૬) કાસર (૨૭) સામરખા (૨૮) રાવળ

પરા (૨૯) સાદાનાપરા (૩૦) નવાપરા (૩૧) ગોપાળપરા (૩૨) દાગ-જીપરા (૩૩) હોળાપરા (૩૪) મેગવા (૩૫) ભડાપરા આ પાંત્રીસ ગામો વાળાઓએ ઉપરની બીજી નાતના કરાર મુજબ સંવત ૧૯૪૫ ની સાલે ...જ મુકામે ભેગા મળી આઠ આનાના સ્ટાંમ્પ ઉપર કરાર કરી નવી સુધારાની નાત બાંધી છે.

**ચોથી વેરા, કાવીઠાવાળી બાર ગામોની નાત.** આ નાતમાં (૧) બોરસદ (૨) વેરા (૩) કાવીઠા (૪) સેમર્ભડા (૫) આશી (૬) શી-ચોલ (૭) સંદેસર (૮) દાવોલ (ભોદાલ) (૧૦) આંકલાવ (૧૧) વાસણુ (૧૨) અગાસ આ બાર ગામો વાળાઓએ સંવત ૧૯૧૬ ની સાલે રૂ ૮) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધીછે.

**પાંચમી સીહુંજ, વડથલવાળી આઠ ગામોની નાત.** આ નાતમાં (૧) સીહુંજ (૨) વડથલ (૩) અકલાચા (૪) રીંછોલ (૫) પીઠાઇ (૬) વરસોળા (૭) રૂદણ (૮) સરસવણી આ આઠ ગામો વાળાઓએ મળી સંવત ૧૯૨૫ ની સાલે રૂ ૨૦) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધીછે.

**છઠી ફીણાવ, ખડોલવાળી ૨૮ ગામોની નાત.** આ નાતમાં (૧) ફીણાવ (૨) ખડોલ મોટી (૩) ખડોલ નાની (૪) વણસોલી (૫) ખાત્રજ (૬) રૂપપરા (૭) કડી (૮) બળોલ (૯) મીનાવાડું (૧૦) ડડુસર (૧૧) રાગનુ મુવાડુ (૧૨) કાંગાનુ પરૂ (૧૩) જખણી (૧૪) નળીયુ (૧૫) શીંધાલી (૧૬) હજાતીયુ (૧૭) કેસરા (૧૮) ભુમશ (૧૯) ખુટજ (૨૦) બગડુ (૨૧) સાપલા (૨૨) અરેરા (૨૩) અરેરી (૨૪) આંત્રજ (૨૫) સુંઅ (૨૬) વણસોલ (૨૭) ગાંકવા (૨૮) રામપરૂ આ અઠાવીસ ગામો-વાળાઓએ સંવત ૧૯૩૦ ની સાલે રૂ ૨૦) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધી છે.

**સાતમી લસુંદ્રા, ચીખલોડવાળી નવ ગામોની નાત.** આ નાતમાં (૧) લસુંદ્રા (૨) ચીખલોડ (૩) સાવલી (૪) ઓઝરાળા (૫) દાણા (૬) સાલેર (૭) છત્રપુરા (૮) ઘોળુજ (૯) બારયરી આ નવ ગામો વાળાઓએ સંવત ૧૯૧૨ ની સાલે લસુંદ્રા મુકામે ભેગા મળી કરાર કરી પોતાની નાત બાંધી છે.

**આઠમી ડાભસ, પડાળવાળી બાવીશીની નાત.** આ નાતમાં

(૧) ડાભર (૨) પડાગ (૩) કોસગ (૪) અંબાય (૫) કુણી વગેરે બાવીસ ગામોએ મળી સંવત ૧૯૧૨ ની સાલે રૂ ૮) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધી છે.

**નવમી વાંઘરોલી, બલાડાવાળી બાવીશીની નાતો.** આ નાતમાં (૧) વાંઘરોલી (૨) બલાડા (૩) શણાદરૂ (૪) પાલઈયુ (૫) સોનઈયુ (૬) તરઘઈયુ (૭) વાડદ (૮) દેરોલીયુ (૯) ગંગાપરૂ (૧૦) ખાખરીયુ (૧૧) નડાદરૂ (૧૨) આદરોલી (૧૩) સાંઢેલી (૧૪) ખડગોધરા વગેરે બાવીશ ગામોએ સંવત ૧૯૧૨ ની સાલે રૂ ૮) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધી છે.

**દસમી દેવ, લીંબડા વાળી બાર ગામોની નાત.** આ નાતમાં (૧) દેવ (૨) લીંબડા (૩) ગુથલી (૪) ફેલવણી (૫) ખાંડીવાવ(૬) જોરાભાઈનું મુવાડુ (૭) પાંલુદરૂ વગેરે બાર ગામો વાળાઓએ સંવત ૧૯૧૨ની સાલે રૂ ૮)ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધીછે.

(આ દસમી દેવ, લીંબડાવાળી નાતમાં લુણાવાડીઆના કોઠંબા, પાલા, નદીસર, વરધરી, વરધારા, વખતપરા વગેરે લુણાવાડીઆ પાટીદારો ચરોત્તર માની કન્યા આપે છે.)

## દસકોશીની નાતો.

અમદાવાદ જીલ્લાના દસક્રોઇ તાલુકાનાં અને તેમને લગતાં ગામોને દસકોશી કહે છે. તેમાં બંધાએલી નાતો.

**પેહેલી દેથામ, અશલાલીવાળી નવ ગામોની નાત.** આ નાતમાં (૧) દેથામ (૨) અશલાલી (૩) ચલોડા (૪) વેહેલાળ (૫) કણભા (૬) મીરોલી (૭) ભાયત (૮) નવાગામ (૯) મહીજ આ નવ ગામોવાળાઓએ સંવત ૧૯૩૫ ના ફાગણ વદી ૯ ને રોજ અમદાવાદ ભેગા મળી રૂ ૧૬) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધી છે.

**બીજી કુહા, બાકરોલવાળી આઠ ગામોની નાત.** આ નાતમાં (૧) કુહા (૨) બાકરોલ (૩) કુબડથલ (૪) હીરાપર (૫) ગાંગડી (૬) કાસીંદ્રા (૭) મીરોલી (૮) શાહવાડી આ આઠ ગામોવાળાઓએ સંવત ૧૯૩૫ ની સાલે અમદાવાદ ભેગા મળી રૂ ૧૬) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધી છે.

**ત્રીજી કનીપર, હીલોલવાળી સોળ ગામોની નાત.** આ ન

તમાં (૧) કનીપર. (૨) ઢીલોલ (૩) બગીજ (૪) બહીએલ (૫) દાથી-જણુ (૬) નાદોલ (૭) કરોળી (૮) ગરદણુ (૯) સોનાયક (૧૦) ઝાક-(૧૧) અણુંદર (૧૨) પરાંતીયુ (૧૩) પહુજ (૧૪) પૈડોલ (૧૫) રાઇપર (૧૬) અણુસર વગેરે દસકોશી અને દેથાગ ચોરાસી માંહેનાં બાવન ગામની નાત બંધાએલી તે માંહેની ઉપરનાં મોટાં ગામોની હાલ જુદી નાત બાંધી છે.

**ચોથી સરખેજ ખલાલવાળી ચોદ ગામોની નાત.** આ નાતમાં (૧) સરખેજ (૨) ખલાલ (૩) કોઠી (૪) બદલપુર (૫) આંકાનેક (૬) આલમપર (૭) ગોરનટુ (૮) મુઠીયુ (૯) મેદર (૧૦) બીડનુપર (૧૧) અંગુઠીયુ (૧૨) લીંબડીયુ (૧૩) માંરજાપર (૧૪) બીએલનુ પરૂ આ ચૌદ ગામોવાળાઓએ રૂ ૮) ના સ્ટાંમ્પ ઉપર કરાર કરી પોતાની નાત બાંધી છે.

## ડંઢાયની ૨૭ ગામોની નાત.

આ ડંઢાયવાળી નાતમાં (૧) અડાળજ (૨) કસોલ (૩) ઝુંડાળ (૪) ઝમાસણુ (૫) વાવોલ વગેરે સંતાવીસ ગામો છે.

## વાકળમાં બંધાએલ નાત.

મહી અને રેવાની વચે પાવા તળાટીથી તે ખંભાતના અખાત સુંધીના ભાગમાં કાળી જમીનવાળા દરીયા કાંઠાના ભરૂચ જીલ્લાના ભાગને કાનમ કહે છે. અને કાળી તથા ગોરાડુવાળી મીશ્ર જમીનના ભાગને વાકળ કહેછે. આ બંને ભાગોમાં મળીને પાટીદારની વસ્તીવાળાં ત્રણુસે કરતાં જાદે ગામો છે. પણુ તેઓમાં ચરોત્તર અને દસકોશીની પેઠે વાકળમાં ફક્ત એકજ નાત બંધાએલી માલમ પડેછે તે નીચે મુજબ.

**કરકીઆ, ગોરવાવાળી વાકળ બત્રીશી નાત.** આ નાતમાં (૧) કરકી (૨) ગોરવા (૩) બાજવા (૪) વાસણુ (૫) વાંત્રી (૬) સભાનપરૂ (૭) ખાનપરૂ (૮) અંકોડીયુ (૯) ઉંડેરા (૧૦) નીઝાપર (૧૧) અટલાદરૂ (૧૨) નાગરવાડા (૧૩) વડસર (૧૪) મોજલપર (૧૫) વઢીવાડી (૧૬) ફતેપર (૧૭) આંઠણી (૧૮) વીરોલ (૧૯) કોટાલી (૨૦) ભણીયારા (૨૧) ઠામરોલ (૨૨) અજસર (૨૩) ડુગાડ (૨૪) સમા (૨૫) આજોડ (૨૬) સીસવુ (૨૭) સાંકળાતા (૨૮) પદમલુ (૨૯) ક-

સરત (૩૦) રણોલી (૩૧) રાણીયુ (૩૨) ડોડકુ આ માંહેના અઠાવીસ ગામોવાળાઓએ સંવત ૧૯૩૫ની સાલે પોતાની નાત બાંધેલી તેમાં પાછળ ચાર ગામો ઉમેરામાં તેથી બત્રીસગામોની નાત હાલ ચાલેછે.

ઉપર પ્રમાણે વાકળમાં ફક્ત એકજ નાત માલમ પડી પણ વાકળ અને કાનમના ભાગમાં જે છુટાં ગામો છે તે માંહેની થોડીક યાદ નીચે છે:

**વાકળનાં છુટાં ગામો.** છાંણી, મોટુ સોખડુ, કરારી, બાપલી. તાજપુરા, પાદરા, સેજાકુવા, દરાપુરા, શાધી, કરખડી; મોઝા, ગજેરા, નાંમણ, અગનપર, આણુસદ, બીલ, લતીપુરા, રણુ, સેવાસી, કોયલી, વડુ, કુરાલ, તરસાલી કીમોદ, ગોત્રી, લુણા, ડભાસા, આંમલા, સરસવણી, ધાજ, ગોરીયાદ, વીરપર, મેડાદ, ઠીકરીયા, ખાંધા, જલાલપુરા, રાજુપર, અંબાડા, કલાણુકોઇ, ભોજ, ગાસર, ગવાસદ, કારેલી, દુધવાડા, સમીયાર, સાંગમુ, નડીયાદ, અભોલ, વેલગ, આણુખી, વાવલી વગેરે વાકળનાં છુટાં ગામો છે.

**કાનમનાં છુટાં ગામો.** ખુવા, તરાસરા, સરભોણ, ઝાડેશ્વર, બેરસગ, વેરઇયત, કારેલા, પાદરીયા, દોરા, ગાતર, સમની, પારખેત, બોરાય, સામરોદ, વાગરા, કેસરૂ, કરચ્યેણુ, પીપરીઆ, નાયર, આમોદ, કરેણ, દાંદા, સીગરથુ, કવીઠા, ભરથાણા, ભરૂચ, કસનાડ, નીકોરા, કાનવા, મગણાદ, બોદર, ડાબા, ઉગરા, જંબુસર, કોટેશ્વર, લીમજ, કર્ક, કાવા, ઠાકોર તલાવડી, છીદ્રા, દરી, બાગણુવશી, કાવી, કંબટેઈ, દેગામ, શીગામ. જઆંણુ વગેરે કાનમનાં છુટાં ગામો છે.

**ડભોયા તરફનાં છુટાં ગામો.** રાયાંનાકરારા, મકરપરા, છટોલા, વઈણામાં, કંડારી, કારવરણ, ચોરંદા, મંડારા, નડા, ડભોઇ, ફોફરીયા મોટા, તેલ, વડજ, ધાવટ, કાલીયાદ, ટીમ્બી, દીવી, અટાલી, ભરથાણા, પુરી મેથી, શીમરી, ઉરદ, દેવા, કુડેરા, કેલણુપર, ફણુસવાડા વગેરે છે.

**સીણોરાનાં છુટાં ગામો.** કુરાઇ, આંઠોદ, સંભોય, મોડકા, કંબોલા, કરમડી, ભરથાણા, વડવા, કરજણ, સામરોદ, અણુદી, પોર, મેનપર, પારેખા, કરમાળ, ટીગરવા, નાનુ ફોફરીયુ, સતીસણા, કસનાડ, હીરછપરા, ભુતીયા, ઓઝ, રોપા, લીલોડ, સાંપા, કસણાટ, વાંતરસા, નંદરવા, નન્દેડીયુ, નેજા, કુવાદર, અરગગા, કાનકરટ, કરમાલી, નરસીપરા, અમરેસર, કાસીપરા, બાબુજ વગેરે સીણોરાનાં ગામો છે.

ઉપર પ્રમાણે ચરોતર અને દસક્રોશી તથા વાકળમાં મળી સોળ નાતો બંધાએલી માલમ પડી તે નોંધી છે. તો પણ તપાસ કરતાં સંપુર્ણ માહીતી મને મળી શકી નથી તેથી કેટલીક બંધાએલી નાતો નોંધવી બાકી રહી હશે તે ગામોવાળાઓ જો મારા ઉપર પોતાની નાતના ગામોની યાદ લખી મોકલશે તો આ પુસ્તકની બીજી આવૃતી છપાવતી વખત મોટો આભાર માની દાખલ કરીશ.

સદરહુ બંધાએલી સોળ નાતોવાળા અને બીજી નોંધવી બાકી રહેલી નાતોવાળાઓએ પોતે પોતાની નાતનું શુભ ઇચ્છવા અને રાજા પ્રજા અને ધર્મ ગુરૂઓમાં માન્ય મેળવવા તથા ઇશ્વરી ગુન્હાથી વીરક્ત રહેવા પોતપોતાનાં બરોબરી ગામો ઠરાવી તે માંહેજ કન્યા આપવા તથા લેવાના ઠરાવ કર્યા. એથી તે દરેક નાતના આગેવાનો પોતેજ મોટા કુળવાનો બન્યા અને ચરોતરની પેહેલી વસો, સોજીત્રા વાળી તેર ગામની નાતના જે ખરેખરા ગુલામગીરીમાં ગણાતા હતા તેમાંથી છેકાછેક મુક્ત થઇ પોતેજ તેવા કુળવાનો કહેવાયા. ઉપરની જે સોળ નાતો છે તે એક બીજાનું ખાતાં પીતાં વટલાતી નથી પણ જો એક નાતમાંથી કન્યા બીજી નાતમાં આપે તો તેનો કોઇ નાતવાળા સો, કોઈવાળા પાંચસે, કોઇવાળા બે હજાર અને કોઈવાળા પાંચ હજાર રૂપીઆ દંડ લે છે, ત્યારેજ નાતમાં દાખલ કરે છે. પણ ચરોતરની બીજી અને ત્રીજી નાતમાં તો એવો કરાર છે કે જેણે કન્યા બહાર કાઢી હોય તેનો પાંચ હજાર રૂપીઆ દંડ લઈને વળી તેને નાતમાંથી પણ દુર કરી દેવો. આ સુધારાની નાતની પેઠે સઘળી નાતો વાળા કરાર કરે તો ખરેખરો સુધારો ગણાય.

વળી સઘળી બંધાએલી ઉપનાતોવાળા એમ પણ નકી માની ચુક્યા છે કે આપણી દરેક નાતની કન્યાની છતેજ દરેક નાતનાં છોકરાં પરણે છે તો ચરોતરની પેહેલી તેર ગામોની નાતમાં એમની કન્યા છતેજ એમનાં છોકરાં પરણે. તો પછી જે ખેતરમાં એક અનાજ વાવ્યુ હોય તેમાંજ બીજુ વાવવાથી બંને નકામાં જઈ કંઇ પણ ફળ મળતું નથી એજ રીતે એ તેર વાળાને કન્યાદાન દેવાથી કંઈ પણ ફળ મળવાનું નથી. પણ તેમની કન્યાની છત છે ત્યાં નકામી કન્યા આપવાથી ઉલટું હાનીકારક ફળ મળવાનું છે, એમ નકી માનીને તથા પોતાના બરોબરીઆ ગામોમાં જે કન્યા મળવાની આફત છે તે દુર થાય એમ નકી

પોત પોતાની જુદી જુદી નાતો બાંધી છે.

માટે હવે કાનમ તથા વાકળનાં તમામ છુટાં ગામોના પાટીદારોએ તથા ચરોતરનાં છુટાં રહેલાં ગામોના પાટીદારોએ તથા નાતો બંધાએલી છે તે પૈકી બાકી રહેલા પાટીદારોએ સાફ માની લેવાનું છે કે કુળગાની કન્યા આપવાથી કન્યાદાનનું ફળ મળવાનું નથી. પણ ઉલટી હાની પોહોચવાની છે તે વાત તમારા દીલ સાથે નકી માની તમો તમારાં બરોબરી ગામો ઠરાવી તમારી પોત પોતાની જુદી જુદી નાતો બાંધો. વળી તેવા છુટા રહેલા નાતીલા વીદ્વાનો જરા દીર્ઘ દ્રષ્ટીથી વીચાર કરો તો સાફ માલમ પડશે કે, ડાકોરની જાહેર સભામાં ઘણા ગામોની અરજ ઉપરથી આપણી સભાએ નાતે કાનુન કરેલો મુસદો જે પાછળ પને ૨૦ મે નોંધવામાં આવ્યો છે તેની કલમ ૫ ટની તે ૨૪ મે પાને બતાવી છે. તે કાનુન મોટા ઉમરાવોએ મંજુર કરી હતી પણ તે પાછળથી સરકારે ધીયાનમાં લીધો નહીં. તોપણ તેજ કલમને ખરી પુષ્ટી મળે તેવો ચરોતરનાં માનેલાં તેર કુળવાન માંહેના અંગ્રેજી રાજ્યનાં છ ગામોને માટે તો કાયદો કલકત્તાની સરકાર તરફથી થઇ ચુક્યો છે. તેમાં સાફ બતાવે છે કે ચરોતરનાં અંગ્રેજી રાજ્યનાં કુળવાન (નડીઆદ, કરમસદ, ઉતરસંડા, ઓડ, સુણાવ અને આણંદ ) આ છ ગામો વાળાઓએ પોતાનો દીકરો બરોબરી શીવાય બીજાં ગામોમાં પરણાવા જાય તો ફક્ત બે વેન અને વીસ માણસથીજ જવું. છુટાં ગામોના નાતીલા ભાઇઓ જરા વીચાર કરો ? આ કાયદો શું કહેછે ? એ કાયદો સાફ એમજ બતાવેછે કે એ છ ગામોવાળાને એમના બરોબરીઆ ગામોની કન્યાઓ મળી શકે તેમ છે માટે તમારી કન્યાઓ તેમને નકામી ગણવા નહી આપો તો પણ ચાલશે વળી આ નવા કાયદાને આધારે માલી નડીયાદ અને કરમસદ જેવા મોટા ગામના સારા આબરૂદાર મનાતાનો દીકરો પોતાના બરોબરી શીવાય બીજાં ગામોમાં પરણવા જશે ત્યારે ઈંગ્રેજી અને ગુજરાતી વાજીંત્ર વાળા કુલ આઠનો જોઈએજ. તેમજ પાલખીના ઉચકનારા પણ આઠ જોઈએજ એ સોળ બાદ કરતાં બાકી જે ચાર માણસ રહ્યાં તેમાં મુદામાં વર અને વરનો બાપ તથા એક ગોર અને એક વાળંદ આ માણસ વગર તો ચાલેજ નહીં તો પછી વરનો ભાઇ કે વરનો બનેવી અથવા વરનો સંબંધી આ માંહેનો જો કોઈ જાને જવા રીસાશે તો. ઉપર બતાવેલાં ૪